ગુજરાત વિદ્યાપીઠ ગ્રંથાલય
અમદાવાદ

મુદ્રક અને પ્રકાશક
અમૃતલાલ દલપતભાઈ શેઠ

---

આવૃત્તિ પહેલી
પ્રત ૨૦૦૦
એપ્રીલ ૧૯૨૯

×

મૂલ્ય : દસ આના
પાકું પૂંઠું : ચૌદ આના

મુદ્રણસ્થાન
સૌરાષ્ટ્ર મુદ્રણાલય : રાણપુર

# અનુક્રમ

૧૪ તંગલ ત્રોડા વાળો ભારે બેડીવાળો
૧૫ લીલૂડો સરીયો રે વીરો પીઠીનો ભરીયો
૧૬ વીર તો પાન સરીખા પાતળા
૧૭ વાલો વીર ઘોડલડે ચડે ને હું તો જોઇ રહી છું
૧૮ મોરને કાને મુરકીયું વારી જાઉં
૧૯ આજ રે કાચી કેરીની સોરમ લ્યો રે
૨૦ વીરા ! તમે વારૂણી પીઓ તો અમીઅલ રૈજો માણારાજ
૨૧ રાયાંનો વર સીમડીએ આવ્યા
૨૨ આંબલિયા થઇ રામેનાં નામ
૨૩ મેડીને મોલ બેઠાં મોંઘીબા બોલે
૨૪ આઠ કુવા રે નવ પાવઠાં
૨૫ મારા વેવાઇજીં ભણજો માણારાજ
૨૬ સોનાની સળીએ પોંખ્યે રે બાઇ
૨૭ વાગ્યાં વાગ્યાં જાંગીનાં ઢોલ
૨૮ પાવલીએ રણુકે રે ડુંગર ડોલે
૨૯ વીરનો દાદો એમ જ કે'
૩૦ ઉંચી મેડી ને બાળા જમરખ દીવડો
૩૧ સાંઢ્યું કોટે સાંકળાં ઘોરીડે ઘૂઘરમાળ
૩૨ દૂધેભરી તળાવડી હો રાજ !
ઝીણાં ઝીણાં રે મોતીડાં હેમર હાથીડા
અણીઆળી આંખ્યેનો નેડો લાગ્યો માણારાજ
૩૩ અગર ચંદણની રાત ચાંદા પૂનમ રાત
૩૪ પોપટડી ! તોરલો કંથ
૩૫ નાના ભાઈ કાંઈ ચડયા રે શિકાર
૩૬ મોતીએ જડી તારી મોજડી
૩૭ તારો ઢાલો ને ઠઢારો તારે મરડ ઘણો
૩૮ વીર તો હાલે ચાલે ને વીરને નીંદરડી આવે
૩૯ મેં તમને વાર્યા વીર
૪૦ ગોરાં ઠકરાણાં ઠમકથી બોલે

## ૪. મિશ્ર-ગીતો ૩૭–૫૪

૪૧ પાટે તે ગણેશ બેસારીએ
૪૨ પાછે આંગણીએ તલસીનો ક્યારો

૪૩ સાંકડો સાંકડો પાણીઆરાનો શેરો
૪૪ ઘોડલે ચડીને ગોવીંદજી રે આવ્યા
૪૫ મારે આંગણુ આવ્યા ફરશુરામજી
૪૬ મારે આંગણુ નવરંગ આંબો મોરીઓ
૪૭ દાદાજી તો ગ્યા'તા રે દૂવારકા
૪૮ વનરા તે વનમાં તુળસી કુંવારાં
૪૯ સવા મણ સોનાનો છે દીવો રે
૫૦ કોડે ને પગરણુ આદર્યાં
૫૧ સ્વામી મારા! મોખા મગાવો ને કંકૂડે પીળાવો
૫૨ નાની બેન દાદાજીને વિનવે રે
૫૩ મરઘાનેણીનો વર ઉતર્યો વાડીએ રે
૫૪ દાદે નો જોયો દેશ માળવો રે
૫૫ બેની ચડો રે ....બાઈ મેડીએ
૫૬ તારી ગઢડામાં ગાડી છોડ રે છોકરડા
૫૭ મારા ચોક વચ્ચે રે ચંપો રોપીઓ
૫૮ માઝામાં રેજો રાયવર! માઝામાં રેજો
૫૯ ગોરાં નાની વહુ તે નાનાભાઈને વીનવે
૬૦ વાડીમાં રોપાવ્યો રૂડો કેવડો

## ૫. મારવાડી.ગીતો ૫૫–૭૨

૬૧ આંગણે આંગણે આંબલિયો રોપાવું હો જેઠાણી
૬૨ વીરા! નીલૂડું નાળીએર લઇ આવ
૬૩ આવા સાં મારી મરઘાનેણી
૬૪ ચાલો રે સૈરાં! મોજ કરાં
૬૫ ઝાલી રે રાણી! હાલો રે આપણે દેશ
૬૬ વનડી! થારે સાસરેજી ડોલર બાંધીઓ
૬૭ પગે પગે વાવડલી ખોદાવું હો લાખેણી લાડા
૬૮ મેં તો થારા જીવન વની! કારણીએ
૬૯ ડુંગર ઉપર દેરડી રે વની!
૭૦ ચૂડલા લાયો રે વની!
૭૧ બાઈના બાવારે આંગણુ આંબલો
૭૨ ચૂડલા પણ લાવજો વનાજી રાજ!
૭૩ ઉંચેલા વાદળીઆ ને સીરવીયારે હાટે

# ભાવના–દર્શન

**વિવિધતામાં** વહેતી એકતા–ધારા અને એકતાની અંદર રમણ કરતી વિવિધતા: એ છે લોક–સંસ્કારનું વિશિષ્ટ લક્ષણ. લોક–જીવનના ચણતર કામને ટકાવી રાખનાર એ ચુનાનો રસ છે. એ રસે ઘણી ઘણી ઉંડી ને રૂપહોળી ચીરાડો પૂર્યા કરી છે. એણે અન્યોન્ય જાતિ–સંસ્કારોની વચ્ચે મમૂરો મેળ નીપજાવવામાં મદદ કરી છે. ઘણી ઘણી નદીઓનાં નીર ઠલવાઇને એક સંગમ–તીર્થ રચાય છે. અને સંગમ–બિન્દુ પર ભેળા થતા પ્રવાહો એટલી ધીમાશથી, શાંતિથી તેમજ ખહોળાશપૂર્વક ઓતપ્રોત બનતા હોય છે કે જોનારને એના મિલનનો ઘર ! ઘર ! અવાજ નથી સંભાળતો, કે નથી એના જૂજવા રંગો કળાતા. એ જ એની વિલક્ષણતા છે. મેળાપ–પછી તે માનવી હૃદયનો હોય કે કુદરતી પંચભતોના પ્રવાહોનો હોય–પણ એ મેળાપ જો સાચો, સર્વાંગી, બિન્દુ યે બિન્દુનો મેળાપ હોય, તો તે મોટેથી બોલતો નથી, પણ મુંગો મુંગો મેળ લઇ લે છે.

આ બીજા સંગ્રહમાં જૂદી જૂદી કોમોનાં લગ્ન–ગીતો સંઘરવામાં ખાસ હેતુ એ 'એકતાનું વૈવિધ્ય અને વૈવિધ્યની એકતા' બતાવવાનો છે. ચારણગીતો, કાઠીગીતો, શિષ્ટ વર્ગોનાં ગણાતાં ગીતો, મારવાડી ગીતો, ગુજરાતી ખાયણાં–ગીતો અને પંજાબી ગીતો: સર્વની વાનગી રૂપે જ આ સંઘરાયાં છે. અને એ પ્રત્યેકની વિશિષ્ટ છાપ આપણી લોક–સંસ્કૃતિ પર પડેલી છે તે ઉકેલીએ:

## ક્ષત્રિય–ગીતોનું સંગીત

ચારણી ગીતો એક મધઝરતા ગળા વાળા ચારણ ભાઈએ સંભળાવ્યાં. કાઠી ગીતો હડાળા દરબારશ્રીનાં ઘરમાંથી માતા–બ્હેનોને મુખે સાંભળ્યાં. પ્રથમ ભાગના પ્રવેશકમાં કરેલા ઉલ્લેખની પુનરૂક્તિ કરવા નથી

માગતો. માત્ર એટલું જ માગું છું કે એ કાઠી-રજપૂત અને ચારણી ગીતોમાંથી દ્રવતુ સંગીત કોઈ પણ સાચા સંગીત-ભક્તને માટે અભ્યાસનો વિષય થઈ પડશે. આ સંગીતના સૂરો કોણે યોજ્યા? ક્યારે યોજ્યા? કઇ ભૂમિ પર એ સરજાયા? કઈ અન્ય આર્ય કે અનાર્ય જાતિના સ્વરો સાથે એનું સામ્ય જડે છે? એવી કોઇ તલસ્પર્શી તપાસ પરથી આ સોરઠી કોમોના પરિભ્રમણના ઈતિહાસ પર કશું અજવાળું પડે છે કે નહિ? એનાં વસવાટનાં સ્થલાન્તર, સમયાન્તર, સંસ્કાર-પરિવર્તન વગેરે વિષે આ રમણીઓના કંઠમાં કોઈ ઐતિહાસિક ઇસારો પડયો છે કે નહિ? અને કંઇ નહિ તો વર્તમાન યુગના સંગીતોદ્ધારમાં એ કંઠ-સ્વરોને ક્યાંયે સ્થાન છે કે નથી? શા માટે આ સૂરો શ્રોતા વર્ગને હલમલાવે છે? શા કારણે એ હજારો નારી-કંઠમાં આપોઆપ સીંચાઈ જાય છે? શા માટે કશી શિક્ષણશાળા અથવા ઉસ્તાદી તાલીમ અથવા સ્વર-પદ્ધતિ વિના સદીએ સદીએ ને સ્થલે સ્થલે એ વ્હેણ વણરૂંધ્યાં વહેતાં જ રહ્યાં છે? આ પ્રશ્નો ઝીણી તપાસ માગે છે. સંગીતના અનભિજ્ઞને આથી વધુ સૂચવવાનો અધિકાર નથી.

## ક્ષત્રિય-ગીતોનો વિશિષ્ઠ રસ

ચારણ, કાઠી અને રજપૂતનાં ગીતો કુલ ચાલીસ જેટલાં અહીં આપ્યાં છે તેની થોડી તપાસ લઈએ. પશુ અને ખેતી જેનાં જીવનનાં આધાર છે, કુદરત જેની ચિરસંગિની છે, આંખો જેની હમેશાં પ્રકૃતિ-લીલામાં રમે છે, અને શોભા-શણગાર પણ જેને ઘરનાં મ્હેલ મોલાત અથવા ભરચક રાચ-રચીલાંમાં હોવા કરતાં સવિશેષ તો નિસર્ગના જુજવા રંગો કે દશ્યોમાં છે, તેને જીવનમાં ગદ્યમય-prosaic બનવું શે પાલવે? એ એક જ ગદ્યમય અવસ્થામાં પણ કાવ્યનાં આંદોલનો અનુભવી રહે. ઘેર લગ્નાવસર ઉજવવો છે: અનાજની પ્રથમ આવશ્યકતા: ઘઉં મગ ને અડદ ચણા જો ખેતરમાં નીપજે તો જ વિવાહ મંડાય: સાદો વિષય છે. છતાં ગવાયો લગ્નગીતમાં. બીજી કોમોએ ગાયો સાદી રીતે:

**કાઠા તે ઘઉંની રોટલી, માંહી ગળગળીઓ કંસાર**
**લેગાં બેસી ભોજન કરે જો પૂજ્યા હોય મોરાર.**

[ ચુંદડી : ૨ : ૪૧ ]

પરંતુ કાઠી-રજપૂતે જૂદી રીતે ગાયું:

**વાદળડી રે વરસે, મેરામણ રેલે છેલે;**

વાદળડીને વરસ્યે ઘઉંડા નીપજે.
મેરામણુને રેલ્યે ઘઉંડા નીપજે.

પહેલામાં 'પૂજ્યા હોય મોરાર'ની ધર્મ–ભાવના: બીજામાં કેવળ 'વાદળડી રે વરસે, મેરામણુ રેલે છેલે.' પૂજન નહિ, પણુ મસ્ત રસોલ્લાસ અને મુક્ત રેલમછેલ.

પરણુનાર પુરૂષનું વર્ણુન લઈએ: અન્ય કોમોએ આલેખી પ્રશાંત પ્રવિત્ર, ધર્મસંસ્કારી મુદ્રા:

આવે આવે રે વાસુદેવનો નંદ
પૂનમ કેરો ચંદ
દીવા કેરી જ્યોત
વીવા કેરી વરધ
કે વર આવ્યે અંજવાળાં રે!

[ ચુંદડી : ૧ : ૫૫ ]

અને આ વિક્રમપૂજક, સૂર્યપૂજક જાતિઓએ જૂદેરી જ જમાવટ કરી:

નવશાજીનાં રૂપ સરૂપ
જાણે રે વ્રજવાસી સૂરજ ઉગીયો જી માણુરાજ!

બાપાભાનો બોલેવો સરૂપ,
જાણે રે મોલુંમાં ભમરો ગૂંજીયો જી માણુરાજ!
ડોલરીઆનો હાલેવો સરૂપ,
જાણે રે હંસો જી હેમર હાલીયો જી માણુરાજ!

[ ચુંદડી : ૨ : ૩ ]

અને એવા નરને જોવા માટે જવાની લાગણી અન્ય કોમની માફક

હું તો હાથમાં તે લેશ ફુલ છાબડી રે,
હું તો માળીડાની મરો જોવા જાશ રે–સંઘેડે૦
હું તો હાથમાં તે લેશ લાલ લાકડી રે,
હું તો ગોવાળીની મરો જોવા જાશ રે–સંઘેડે૦

[ ચુંદડી : ૨ : ૫૩ ]

અથવા તો

**હળવા તે ધોળો ઈશ્વર ધોતીઆં, છંટાશે મારાં ચીર,**
**આમ ઘેર દાદોજી રીસાળવા, દેશે માતા મોરી ગાળ.**

[ ચુંદડી : ૧ : ૪ ]

એવા સંયમ, સંકોચ, ભય દાખવતા સૂરોમાં નથી વ્યક્ત થઈ. પણ 'એક ઘા ને બે કટકા' નો યુદ્ધ–મંત્ર ભણેલી આ લડાયક કોમોએ તો પ્રેમના આંગણમાં પણ રણાંગણની તાલાવેલી અપનાવી :

**ગઈ'તી ગઈ'તી ભરવાને નીર,**
**કેસરીએ વાઘે રે નટવર દીઠડા જી માણારાજ !**
**બેડું મેલ્યું સરવરિયાની પાળ,**
**ઈંઢોણી વળગાડી આંબા કેરી ડાળખી જી માણારાજ !**
**દડવડી દીધી મેં તો દોટ,**
**લાજડલી લોપીને લીધાં હરિનાં મીઠડાં જી માણારાજ !**

[ ચુંદડી : ૨ : ૨ ]

દેખ્યા, બેડું હેઠે મેલ્યું, દોટ દીધી. લજ્જા છાંડી, પ્રીતમનાં મીઠડાં લીધાં: આ બ્રહ્માનંદ ચારણ–સાધુનું રચેલું : સ્વામીપંથીઓ ગાય છે મંદિરમાં, અને તે પણ પ્રભુભક્તિ કાજે : પણ ચારણોએ તો એને વિવાહ–ગીત કરી લઈ કન્યાની સ્નેહોર્મિ ઉછળાવવાનું વાહન બનાવ્યું. એ એની ખાસીઅત.

એ કોમોનો વરરાજ તો છે 'તંગલ ત્રોડા વાળો, ભારે બેડીવાળો' : 'ફુલ ફેંટાવાળો' : 'મોતીયુવાળો ને કલંગીવાળો' : ડોલરીઓ, કેસરીઓ, નેનળો ને છોગાળો : મોતીજડી એની મોજડી, અને હીરે જડ્યાં હથીઆર : એની તો છે 'સૂરજની અણસાર' : એ જમાઈ આણે ત્યારે 'ઘુઘરીયાળા ઘોડા પર' ચડીને પરણવા પધારે છે ત્યારે

**'પાવલીઓ રણકે ને ડુંગર ડોલે !'**

[ ચુંદડી : ૨ : ૨૮ ]

એની તલવારના પટા પર ચોડેલી પાવલીઓને રણઝણાટે ડુંગરા ગાજે : અને એની ચાલ્ય છે હળવી :

**'મણીયલ હળવો હળવો હાલ્ય !'**

[ ચુંદડી : ૨ : ૩૨ ]

એનાં ડગલાં છે અન્ય પુરૂષો કરતાં દોઢાં મોટાં :

**મોતીએ જડી તારી મોજડી, તારાં હીરે જડ્યાં હથીઆર,**
**વર સોમલીઆ ! પોરે પગલું ભર્યું !**
**વર કેસરીઆ ! ડોઢયે ડગલું ભર્યું !**

[ ચુંદડી : ૨ : ૩૬ ]

અને એ સૂરા-પ્રેમી કેરી કોમને તો સૌંદર્યનું પણ ઘેન જ ગાવું ગમે છે : રૂપનું પાન કરતાં એ રસિકને ઝીણાં ઝોલાં આવે છેઃ

**આઠ કુવા રે નવ પાવઠા, એની પાણીયારે નહિ પાર**
**મોંઘી બાઈને રૂપે જમાઈ ઝીણાં ઝોલાં ખાય !**

અને જેના સૌંદર્યમાં એવી સૂરા ભરેલી છે તે મોંઘી બાઇ —તે કન્યા કેવે શબ્દે આલેખાઇ ? મરઘાનેણી, દાડમદતી અને થોડાબોલીઃ પીયરપૂરી, મોસાળ—મોંઘી, અંતરભીની અને રંગભીની: ચોટાળી, કડલાળી ને ચૂડાળી: વરની આંખ વખણાય તો કન્યાની પાંસોડલી વખણાયઃ એ જ્યારે વરને નિમંત્રે છે ત્યારે

**રાયવર ! વેલેરો આવ,**
**સુંદર વર ! વેલેરો આવ,**
**તારાં ઘડિયાં લગન રાયવર વહી જશે.**

એવા સૌમ્ય અને આર્દ્ર શબ્દે વા સ્વરે નહિ, પણ ચકચૂર શબ્દેઃ

**ઘુઘરીઆળો ઝાંપલો વરરાજા !**
**રમતા આવો રે હું વારી જાઉં !**
**ડોલરીઆ ! વેલેરા પધારો માણારાજ !**
**પાતળીઆ ! ચોંપેથી પધારો માણારાજ !**

એમ 'રમતા રમતા આવો'નું રૂપ બાંધે છે. અને એવી રમણીને વીર વર વરવા બદલ કેવી વિજોગની રાતો વ્હોરવાની હોય છે ! રાતનાં રૂપ એની આંખે કેવાં લાગવાં ઘટે ! જુઓ :

અગર ચંદણની રાત
ચાંદા પૂનમની રાત
ચાંદલિયો કારે રે ઉગશે !
તારોડિયો કારે રે ઉગશે !

ઉંડા ઉંડા, લાંબા લાંબા, વિશાલ આકાશમાં જાણે ધારું દીપણ કરતા હોય તેવા, વિજોગનાં કારમા લંબાણ સૂચવતા સ્વરો:

અગર ચંદણની રાત
ચાંદા પૂનમની રાત

કેવી રાત ! અજવાળી રાત : જાણે અગર ચંદન છાંટેલી: 'ચંદન છાંટી ચોક સમાર્યો વ્યોમનો' એ ન્હાનાલાલની નવતર કલ્પનાનાં ઉંડેરાં મૂળ દેખાડતી પંક્તિ: એવી અજવાળી માઝમ રાત્રિયે કોઈ એકલ ગોખે બેઠેલી નવ-વધુ પોતાના 'જીવન-ચાંદલિયા'ને સંભારે છે:

ચાંદલિયો કારે રે આવશે !

ચંદ્ર-સંગે રમતી રાત્રિ જાણે ગહન શબ્દે પૂછે છે:

નાની વહુ ! તોરલો શામ
મોંઘી વહુ ! તોરલો કંથ
કેસરીઓ કારે રે આવશે !
નેજાળો કારે રે આવશે !

રજપૂતાણી ઉત્તર વાળે છે: એ તો યુદ્ધે ગયા છે: પરણીને તુર્ત જ:

ગ્યા છે રજપૂતે સાથ
ગ્યા છે રાઠોડે સાથ
દીવડીઓ ઉગ્યે રે આવશે !
તારોડીઓ ઉગ્યે રે આવશે !

પ્રભાતે આવશે. રાત્રિ તો વણચાંદલિયે જ વીતશે. આ ક્ષત્રિ-સંસ્કારના સ્વરો : સાચા જીવન-સ્વરો. પરણતી કન્યાના અંતરમાં એવા ભયાનક લગ્ન-સંસારની તૈયારી સીંચાય છે. માથું હાથમાં લઇ ફરનારાઓની ઘરનારીઓનો આ રસ-મંત્ર હતો : કારે રે આવશે !

એટલે જ જેના વિજોગ લાંબા હતા અને મિલન ઓછાં અથવા અચોક્કસ હતાં, તેઓની પ્રીતિએ 'સ્વામીને શું શું કરી રાખું !'ના સબલ શબ્દો કાઢ્યાઃ

મારૂ ! તુંને હાર માયલો હીરો કરી રાખું રે !

* * *

મારૂ ! તુંને મનડાનું માદળીયું કરી રાખું રે !

* * *

મારૂ ! તુંને ઉનાળાનો આંબો કરી રાખું રે !

* * *

મારૂ ! તુંને ચોમાસાનો ચંપો કરી રાખું રે !

* * *

મારૂ ! તુંને શિયાળાની સીરખ કરી રાખું રે !

* * *

મારૂ ! તુંને ખમ્મા‌જી ! ખમ્માજી ! કરી રાખું રે !

લાક્ષણિક કલ્પનાઓ : પુરૂષને કેવો પ્રિય કરી રાખે છે : 'મનડાનું માદળીયું' ખાસ જોરદાર છેઃ માદળીયું અથવા તાવીજ હંમેશાં મંત્રયુક્ત હોઇ અમંગલતા ટાળીને રક્ષા કરનારૂં મનાય. અને વનવાસીઓની દૃષ્ટિમાં તો ત્રણે મોસમોની પ્રિયમાં પ્રિય ચીજો તે આંબો, ચંપો અને ઠંડી ખાળતી સીરખ [બનાત]જ હોય ને ! એનું નામ racy of the soil—સ્વભૂમિને ભાવતો કલ્પના છોડ : પરભોમ પાસેથી ભાડે લીધેલ વા ચોરેલ નહિ.

એટલે જ એ સ્વભોમના—indigenous—સંસ્કારે નિજ લાગણીનું જોર વ્યક્ત કરવા માટે સોરઠમાં એક જૂદેરી જ શૈલી શોધી. એ શૈલીને મૂળ આધાર તો મળ્યો દિસે છે 'અન્યોક્તિ' નામના સંસ્કૃત અલંકારનો. પણ પછી તેની ખીલાવટ થઈ. પ્રથમ પહેલાં તો પોતાનો ભાવ કોઇ પશુ પક્ષી અથવા વૃક્ષ ઉપર ઉતારવો :

**લાંબી ડોકે કુંજડ રાણી !**
**અને તારા મધ દરિયે મનડાં મોહ્યાં રે કુંજડ રાણી !**

પછી એ 'મનડાં મોહ્યાં' ના ભાવને ઘનીભૂત કરવા માટે ઉત્તરોત્તર અનેક જોડલાં ગોતીને ગીત આગળ વધે છે :

**કાળી પાંખે કોયલ રાણી !**
**અને તારા આંબલિયે મનડાં મોહ્યાં રે કોયલ રાણી !**

પછી 'લીલી પાંખે પોપટ રાણા–તારાં પાંજરડે મનડાં મોહ્યાં' : એટલો ઘાટો એ ભાવ ઘુંટાયો. પછી એ પીવાડયો વર–વહુને :

**રાતે ચૂડે ...વહુ રાણી !**
**અને તારાં ...ગામ મનડાં મોહ્યાં હો ...વહુ રાણી !**
**રાતે રેંટે ...ભાઇ રાણા !**
**અને તારાં લાડડીએ મનડાં મોહ્યાં હો ...ભાઈ રાણા !**

મમત્વની જમાવટ કરનારી એવી જુક્તિ તો અનેક ગીતોમાં જોવાય છે :

**પોપટડી રે તોરલો કંથ**
**કાં રે પોપટ દૂબળો ?**
**દિ'વારે રે વનફળ વેડવા જાય**
**રાતે પોપટ પાંજરે.**

એમ 'હાથણુલી તોરલો કંથ–કાં રે હાથી દૂબળો' તો કહે કે 'દિ'વારે દરબાર ઝુલવા જાય–રાતે હાથી સાંકળે' : એ ઘેરી ભાવના ઉતરી વર–વધુ પર: 'નાની વહુ તોરલો કંથ, કાં રે કેસરીયો દૂબળો : જવાબ જડે છે કે 'દિ'વારે ઘોડલાં ખેલવવા જાય–રાતે રમે સોગઠે !'

પરણતા પુરૂષની માતાની ગમગીની બતાવવા માટે પણ એ જ રચના અંગીકાર થઇ. ઉપર જેવો શૃંગાર–રસ દીપ્યો તેવો જ કરૂણ રસ આંહી દીપે છે [ચુંદડી : ૨ : ગીત ૬ ]

**તું કાં રે આંબલિયા અણોસરો !**
**કે તારી વસમલી ડાળ**
**કે તુંને પંખીડે દુવેગીયો**
**કે તુંને કોણે દીધી ગાળ !**
**નથી મને પંખીડે દુવેગીયો**
**નથી મને દીધલી ગાળ !**

મારાં આંબુ ને જાંબુ રોપ ચાલ્યાં
તે વિણ શોભા ન પામીએ :

એ જ શૈલીએ સરોવરની ઉદાસી કલ્પી : અને પછી વર–માતાન અંતર સમજાવ્યાં :

તું કાં રે ......બાઈ અણોસરી !
કે તારી વસમલી ચાલ !
કે તારે પિયુડે દુવેગાયાં
કે તુંને કોણે દીધી ગાળ !

\+ × + +

મારાં સાસુ ને સસરો રોપ ચાલ્યાં
તે વિણ શોભા ન પામીએ.

## મેળવણીનું માધુર્ય

પરંતુ રજપૂત–ગીત અને વણિક–ગીત, એવા સીમાડા બહુ વાર ટકતા નથી. સાથે સાથે જોડાયલા સાગરોનાં નીર તો અણદીઠયાં અને અણબોલ્યાં એક બીજામાં આવે છે અને જાય છે. કારણ કે વ્યવસાયો જ્યારે એક હતા ને વ્યવહારો ઘનિષ્ઠ હતા ત્યારે રસદૃષ્ટિ પણ એક બનતી. જે વાણીઆ અને નાગરો ક્ષાત્ર કોમોનાં જ કારભારાં કરતાં, ભેળા ધીંગાણે પણ ચડતા, તેનાં બૈરાં એ જ ક્ષાત્ર–નારીઓના રસથી પ્રેરાઇને આવા ગીતો ગાય એમાં આશ્ચર્ય નહોતું :

ગોરાં નાની વહુ તે નાના ભાઇને વિનવે,
તારા ...ગામની સીમડી દેખાડ રાયજાદા રે
લાલ છેડો લટકાં કરે.

ત્યારે વરરાજાનું વચન કેવું નીકળ્યું :

તમે આઘેરાં ઓઢો ગોરી ઓઢણાં,
મારા છોગલાને છાંયે ચાલી આવ રાયજાદી રે
લાલ છેડો લટકાં કરે.

આંહી સીમ નિરખવા માટે નવવધુની ઉત્કંઠા : વડીલોની મરજાદ માટે જરા ઓઢણું નમતું ઓઢવાનું સૂચન : અને તાપમાંથી

બચવા માટે વરના છોગાને છાંયે ચાલવાની વહુને મીઠી શીખામણ: એ બધું રાજપૂત તત્ત્વ છે? કે વણિક તત્ત્વ? કે નાગર તત્ત્વ? એ તો છે સોરઠી રસતત્ત્વ. એમાં મેળવણી છે સમગ્ર કોમના સંસ્કારોની.

એવી જ રીતે વરને વ્યંગમાં, ધ્વનિમાં, ઇસારે જે સાચી રસજ્ઞતા શીખવાતી હતી તે જુઓ: ક્ષાત્ર કોમોમાં ઉલટાવી ઉલટાવીને એને કહેવામાં આવતું કે

આજ રે કાચી કેરીની સોરમ હ્યો રે
કેસરીઆ રાયવર: ઉભલા રેજો!
લવીંગે ને લેર્યાં રાયવર!
ફુલડે ને ફોર્યાં રાયવર ઉભલા રેજો!

કાચી કેરીની તો કેવળ સુગંધ જ લેજે. એજ ગવાયું નાગરમાં:

માઝામાં રેજો રાયવર! માઝામાં રેજો!
આંબાની ડાળ્યે બેઠી કોયલ બોલે,
કાચા કેરીમાં રસ નો'યે પરધાન રાયવર!
માઝામાં રેજો! . . .

મર્યાદામાં રહેજે! વિવેક લોપતા નહિ. આજે વિવાહ રૂપી મદ-જનક જીવન-પ્રસંગે

વીરા! તમે વારૂણી પીઓ તો અમીઅલ રેજો માણારાજ!
* * * *
વીરા તમે વાડયે વળગેલી વેલી આંગણે રોપો માણારાજ!
* * * *
વીરા તમે ફુલેલાં ફુલડાંની સોરમ લેજો માણારાજ!

મદછક ન બનજે, અમીઅલ રહેજે! પિયરરૂપી વાડયે વળગેલી કન્યા–વેલડીને તારે આંગણે ઉછેરજે. પણ એનાં યૌવન–ફુલો ખીલે ત્યારે સુગંધ લેજે! એવા વિવેકના સૂર આંહી તહીં વેરાયલા પડયા છે.

## અપહરણના સૂર

આવા રસ નીતરતા સંસ્કારોની સાથોસાથ અપહરણની જૂની જંગલી પ્રથા પણ છપાઇ ગઇ છે. ઉંચી કોમો ગાય છે કે

આજ અમે ઈડરીયો ગઢ જીત્યા રે આનંદ ભર્યાં !
આજ અમે ...વેવાઈને રોતા દીઠયા રે આનંદ ભર્યાં !

અથવા તો

જીત્યા જીત્યા રે મારા સસરાની બેટી
બીજું તે જીત્યા સાયર સાસરૂં રે વરલાડડા !

એ કન્યાનું અપહરણ કરવાનો સંસ્કાર આધક જોરથી રજપૂતોમાં ગવાયો :

દાદા ...ભા : દાદા ઓરેરા આવો
...ગામડિયાનો ગઢડો કેમ કરી લેશું !
ધમળા ઘોડાવશું, રૂપૈયા રેલાવશું
લાડડી સોતો ગઢ ચડી ચોટ લેશું.

આવી શ્યામ ભાત્ય પડે એ સ્વાભાવિક જ છે. લોક-લગ્ન એટલે કોઇ પણ જાતનું શુદ્ધ શાસ્ત્રીય લગ્ન નહિ, પણ આઠ જાતના ગણાવેલાં ઉંચ, મધ્યમ અને કનિષ્ઠ લગ્નોના અનેક સંસ્કારોના સમન્વયને પરિણામે પ્રચલિત થયેલું લગ્ન. એટલે જ કન્યાનું અપહરણ અને કન્યાની તાબેદાર તરીકેની ભૂમિકા જ્યાં ને ત્યાં આ ગીતોમાં ડોકીઆં કરે છે. નવાઈ તો એ છે કે આ અધમ લગ્ન-પ્રથાના સૂરો લગ્ન-ગીતોના આટલા જબ્બર પુંજની અંદર છેક ઓછા શા માટે ? મારવાડી અને પારસી ગીતોમાં પણ તપાસીશું તો પ્રધાન ભાવના દંપતિના પ્રણયની અને પરસ્પર અનુમતિ-વરની જ તરવરે છે. જ્યાં જોઈએ ત્યાં વિવેક અને સોહાર્દ જ ગુંજે છે. એ પરથી તો અનુમાન થાય છે કે જનતાએ પોતાનાં વારંવારનાં સંસ્કાર-પરિવર્તનો વચ્ચે પોતાના પ્રાણને તો ઉંચેરો જ લેવા યત્ન કર્યો છે. સુગંધ સાચવી શકાઈ ત્યાં સુધી દુર્ગંધથી દૂર નીકળવા જ જનતા મથેલી છે. નહિ તો આવા સુગંધભર્યા કાવ્ય-ઓડકાર અખાજને આહાર કરનારને આવે જ નહિ.

---

# લોક-ગીતોની પ્રવાહિતા

લોકસાહિત્યનું મોટામાં મોટું બલ તે એની સાર્વજનિકતા છે. એ સાર્વજનિકતા જન્મે છે એની પ્રવાહિતામાંથી. યુરોપનું અકેક લોકગીત દસ દસ ને પંદર પંદર પાઠાન્તરો દ્વારા ત્યાંના દેશ દેશની ભાષામાં ઉતરી ગયું છે. આપણા ગુજરાતમાં પણ અક્કેક લગ્નગીતે પ્રાંતે પ્રાંતે ભમીને ભિન્ન ભિન્ન પાઠાન્તરો જન્માવ્યાં છે. આપણે પ્રજા-જીવનમાં rythm-તાલબદ્ધતા માગીએ છીએ. આપણો અંતરતમ પ્રાણ એક તાલે ધબકતો નથી. પણ એકસૂરીલા આંતર્જીવનની બલવાન સામગ્રી તો આપણું લોકસાહિત્ય પૂરી પાડે છે. એકનું એક ગીત-એકની એકજ કલ્પના, સ્વર અને શબ્દોના વૈવિધ્ય વડે વિભૂષિત બનીને પ્રાંતે પ્રાંતમાં પોતાના પડઘા જગાવે, અને કૈક શતકો સુધી એ પડઘા શમે જ નહિ, એ દૃશ્ય આપણા ઉંડા બળની સાક્ષી પૂરે છે. એવું કહેવાય છે કે આજે Dead sea-મૃત સમુદ્ર પોતાનાં નીરમાં એટલી બધી કડક ખારાશ ધારણ કરી બેઠો છે કે એમાં જીવનને સ્થાન નથી. નાનું શું જંતુ પણ એમાં જીવતું નથી. આવડી બધી કડકાઇનું, આટલી બધી અક્કડ પ્રકૃતિનું એક કારણ એ મનાય છે કે મૃત સમુદ્રને પોતાની છોળો બહાર રેલાવવાનું કશું outlet-દ્વાર નથી. એના પ્રવાહો શી રીતે વહે ? આડે ઉભા છે પહાડોના ખડકો. મૃત સમુદ્રને એ રૂંધે છે. એના જીવનને ગુંગળાવી મારે છે. એની કડકાઇનું અભિમાન બેશક પોષાય છે, એનું વ્યક્તિત્વ આજે જગતના સર્વે સમુદ્રોથી હરગીઝ જૂદું છે. પરંતુ એ વ્યક્તિત્વમાં ગૌરવ તો છે કેવલ મૃત્યુનું, જીવનનું નહિ.

એ જ દશા થાય છે પ્રવાહહીન સાહિત્યની. લોકસાહિત્ય એ સ્થિતિમાંથી મૂકત રહી શક્યું છે, કેમકે પોતાના વ્યક્તિત્વને ભોગે પણ પ્રવાહીપણાનું તત્ત્વ એણે જાળવી રાખ્યું છે. એ કોઇ ઉત્તમ ચિત્ર-કારના ચિત્ર જેવું નથી, પણ ગામને પાદર ઉભેલા ··ળીઆ જેવું છે.

ચિત્રકાર પોતાના ચિત્રનો માલિક હોવાથી, પોતાના ચિત્રામણમાં એક રેખા કે બિન્દુનો પણ ફેરફાર કરવા કોઇને નહિ આપે, જ્યારે પાળીઆ ઉપર તો સહુ ગામલોકો પોતાને મનગમતાં સીંદૂર–ચિત્રામણો આલેખી શકશે.

લોકગીતોમાં તો કોઇ કર્તાની છાપ ન હોવાથી, માલીકીની કડકાઈ નથી, પણ સાર્વજનિકતાની કુમાશ છે. જેને ઉર્મિ ઉઠે તે એમાં નવા રંગો ઉમેરે, નવી રેખાઓ આંકે. પાઠાન્તરોની પ્રચૂરતાનો આખો મર્મ એ છે. એણે સહુને ભાવે તેવી છેકભૂંસ ને રંગપૂરવણી કરવા દીધી છે. ઘણે વખતે આ છૂટમાં નધણીઆતાપણાંના દોષને લીધે વિકૃતિ નીપજી હશે, પરંતુ તે છતાં એના પ્રવાહીપણાને એણે સજીવન તો બરાબર રાખ્યું છે. એ સજીવનપણું કેટલું વ્યાપક છે, તેની થોડીક સમીક્ષા આજે કરીશું.

પ્રવાહી સાહિત્યની વિશિષ્ટતા જ એ છે. સમસ્તલાનું–ઉંચ નીચ અને ગરીબ ધનવાન તમામનું એ સૈયારૂં ધન હોઇ, એ સાહિત્યને સહુ કોઇ પોતાની પીછી લગાવી પોતાના અંતરતમ પ્રાણમાં જૂજવા રંગો પૂરે. અને એક જ રેખાના ફેરફાર વડે આખો ભાવ પલટી નાખે, નવું જ સૌંદર્ય નીપજાવે : જેમકે, કાઠીઆવાડનાં લગ્ન ગીત માંહેનું

ઉંચા ઉંચા રે દાદે ગઢ રે ચણાવ્યા
ગઢ રે સરીખા ગોખ મેલીયા.
ગઢડે ચડીને બાઇનો દાદોજી જોવે,
કન્યા ગોરાં ને રાયવર શામળા !
એના ઓરતડા મ કરજો દાદા,
દ્વારકામાં રણછોડરાય શામળા !

એ ગીત ગુજરાતની કોઇ કાવ્યરસિક ગુજરાતણના લગાર જ સ્પર્શ થકી કેટલું કાવ્યમય બન્યું :

ઉંચાં મેડી ને ગોખ જાળીયાં,
ત્યાં બેસી કન્યાના દાદાજી કહે રે !
દીકરી ગોરાં ને રાયવર શામળા !
દાદાજી મોરા ! હૈયે ના ધરશો
તડકાને તેજે રાયવર શામળા !

'તડકાને તેજે રાયવર શામળા!' નવીન જ ઊર્મિ: શામળા રંગની હકીકત જ જૂઠી પડી ગઇ. અથવા કાઠી ગીત લઇએ:

મેડીને મોલ બેઠાં મોંઘીબા બોલે,
કાં રે દાદાજી! વર શામળો.
છેટેથી આવ્યો રજે ભરાણો,
રજનો ભરાણો રાયવર શામળો.

એ ફેરફાર થઈ શક્યો, તેનું કારણ લોકસાહિત્યની પ્રવાહિતા. વહેતું ઝરણું પોતાના માર્ગમાં જેમ આકાશ, વૃક્ષો અને પશુપંખી તમામના રંગો આકારો ઝીલે તેમ લોકસાહિત્યે ભિન્ન ભિન્ન આત્માની ઊર્મિઓ પોતાના પ્રવાહમાં ઝબકોળી લીધી.

એવા જ નજીવા ફેરફાર વડે આપણે કોઇ નવી જ કલ્પનાની લ્હેર અનુભવીએ છીએ, અને આપણી લોક કલ્પનાની સમૃદ્ધિનું સાચું માપ કાઢી શકાય છે. કન્યાની વિદાય વેળાના ગીતમાં

દાદાને આંગણ આંબલો,
આંબલો ઘેર ગંભીર જો!

એક તે પાન દાદા તોડીયું
દાદા! ગાળ નો દેજો જો!

એને બદલે બીજું પાઠાન્તર પ્રગટ થયું:

ડાળ મરડીને દાતણ મેં કર્યું
દાદા! ગાળ મ દેશો રે!

એ 'ડાળ મરડીને દાતણ મેં કર્યું' ની કરૂણતા 'એક તે પાન દાદા તોડીયું' કરતા રમ્ય રીતે જૂદી પડે છે. ડાળ મરડવાની ક્રિયામાંથી કન્યાનું નિર્દોષ અને તોફાની છતાં ઓશીયાળું બાલસ્વરૂપ નિષ્પન્ન થાય છે.

ભાવ અને કલ્પના એક જ રહેવા દઇ, થોડા થોડા શબ્દના ફેરફારો વડે લોકોએ પોતપોતાનાં વિશિષ્ટ વ્યક્તિત્વવાળાં ભાતીગળ પાઠાન્તરો જન્માવ્યાં: દૃષ્ટાંતો લઇએ:

કાઠીઆવાડી :

વાડીમાં રોપાવ્યો રૂડો કેવડો રે,
ફરતી વવરાવી નાગર વેલ્ય
વેલ્યે વળુંભ્યો રૂડો કેવડો રે—વાડીમાં૦

કીયા ભાઈનો મોભી રૂડો કેવડો રે
કીયા વેવાઈની નમણી નાગર વેલ્ય—વાડીમાં૦

બીજું કાઠીઆવાડી :

કીયે ગામ ગડયાં રે નિશાન
કીયા ગામને પાદર મોરી રાજવણ! તંબૂ તાણીયા રે.
કીયા ભાઈ કેરો રે મોર
કયી વહુ સુવાસણ મોરી રાજવણ! ઢળકતી ઢેલડી રે.

એમાં કાઇક પ્રશ્નોરી રસિકાની એક પીછી ફરી ગઇ:

મોરને માથે છે મોડ
ઢેલડીને માથે મોરી રાજવણ! નવરંગ ચૂંદડી રે.
મલપતો આવે છે મોર
ઢળકતી આવે મોરી રાજવણ! રૂડી : ઢેલડી રે

પ્રશ્નોરા :

દાદા! વર : જોજો કાંઈ વાડી 'માયલો મોર રે
કન્યા ઢળકતી ઢેલડી રે!

* * *

વીરા! વર જોજો કાંઈ ચાંપાલિયનો છોડ રે
કન્યા ચંપાસર પાંખડી રે!
કાકા! વર જોજો કાંઇ આષાઢીલો મેઘ રે
કન્યા ઝબૂકણ વીજળી રે!

સૂરતી

ઠાકોર તમે, ઠાકોર તમે આષાઢીલા મેઘ,
ત્યારે અમે વાદળ કેરી વીજળી રે.

આપણુ બન્ને તે વરસવા જોગ,
ત્યારે ગગન દિસે રળીઆમણું રે.
ઠાકોર તમે, ઠાકોર તમે વનના મોરલા,
ત્યારે અમે તે વન કેરી ઢેલડી રે.
આપણુ બન્ને, આપણુ બન્ને તે ટહુકવા જોગ,
ત્યારે વન દિસે રળીઆમણું રે.

એ રીતે વેલ્ય અને વેલ્યે વણુંભ્યો કેવડો: મલપતો મોર અને ઢળકતી ઢેલડી: ચપાનો છોડ ને ચંપાફુલની પાંખડી: આષાઢીલો મેઘ ને ઝબૂકણુ વિજળી: દેરા માયલો દેવ ને દેરાસર–પૂતળી: સરોવરનાં હંસ અને સરવર–હંસલી: આટલાં જોડલાંની નિરનિરાળી ઉપમાઓ, નોખે નોખે ઢાળે ને તાલે યોજીને ભિન્ન ભિન્ન પ્રદેશનાં ગુજરાતીઓએ રાષ્ટ્રીય અભેદતાને વિવિધતાથી મઢી લીધી. ભાત ભાતનાં વેણીપુષ્પોને વીંધી સોંસરવા ચાલ્યા જતા દોરા સરીખો એક જ ભાવ આ ગીતોમાં પરોવાઇ રહ્યો.

પ્રદેશગત પ્રકૃતિ અનુસાર તાલ ફરે, સંગીત-રસ જૂદો પડે: જેવું કે

ઘડીયે ઘડીયે લાડણુ વહુ કાગળ મોકલે
રાયવર વેલેરો આવ!
સુંદર વર વેલેરો આવ!
તારાં ઘડીયાં લગન રાયવર વહી જશે.

હું તો પાદડાંને તોરણુ નહિ પરણું,
ઘડી એક વેલો પરણીશ!
ઘડીએ ન મોડો પરણીશ!
હમણાં હમણાં નાળીયેરી તોરણુ નીપજે.

એ કાઠીઆવાડી તાલ સૂર: કોણુ જાણે શી રીતે, એવા ઝુલતા અને પ્રલંબાયમાન તાલ–સૂર પ્રશ્નોરી બ્હેનોને બંધ ન બેઠા, એટલે એમણે એમાં થોડો ફેરફાર કરી લીધો:

ઝટો ઝટ રે વહુ કાગળ મોકલે,
રાયવર વેલેરો આવ!
સુંદર વર વેલેરો આવ!
તારાં ઘડીયાં લગન તે રાયવર આવીયાં.

એજ ગીત પ્રવાસે ચડી ગુજરાતમાં ગયું, ચરોત્તરમાં પેઠું, અને ત્યાં એના કલેવરનું પરિવર્તન જરાક વિશેષ પ્રમાણમાં થઈ ગયું :

લાડણી તે લખી રે કાગળ મોકલે,
મોટાંના ! વ્હેલા પધારજો–ઘડીયાં લગન લાડી લઈ રહી.
આવીશ પણ આસોને તોરણે નહિ પરણું,
ઘડી એક રહીને પરણીશ, જો મોતીનાં તોરણ નીપજે.

કાગળ લખી મોકલવાની કન્યા–ઊર્મિ કાંઇક એટલી બધી પ્રબલ, એટલી આકર્ષક બની હશે કે એનાં તો કેટલાંયે વિધ વિધ ગીતો રચાયાં : સૌરાષ્ટ્રમાં એ ઉર્મિએ જાણે કોઇ પાતળી કટિવાળી કાઠીઆણી જેવું શબ્દ– કલેવર ધારણ કર્યું :

લગન બાજોઠડી ને મોતીડે જડિયા
કુંવારી કન્યાએ કાગળ લખી રે મોકલીયા
વેગે વેલેરા આવે ચોરાશીના જાયા !

× × ×

આડા છે દરિયા ને સમદર ભરિયા
તે વચ્ચે વ્હાણ છીપાવો વરરાજા !
વ્હાણે બેસીને વ્હેલા આવો વરરાજા !
ચૈતર વૈશાખના તડકા રે પડશે,
ધોરી બળદિયાના પગ રે તળવાશે,
ગોરા જાનૈયા રજે ભરાશે,
ગોરી જાનડીયું શામળી થાશે,
ભાઈ રે વરરાજાનાં ફુલડાં કરમાશે !

હવે બીજો કાગળ ઉકેલીએ પ્રશ્નોરી રસિકાનો :

લાડડી તે લખી કાગળ મોકલે રસવરણાં રે
રાયાંવર ! વેગે પધારો લાડણ રસવરણાં રે !
હું કેમ આવું એકલો રસવરણાં રે,
મારા દાદોજી શીખ ન દે રે લાડણ રસવરણાં રે !
તમારા દાદાજી સહિત પધારો લાડણ રસવરણા રે !

ગુજરાતણે વળી નૂતન જ પત્ર–લેખન કર્યું :

સલૂણી સંદેશા મોકલે રે,
  રાયવર ! વેલા પધારો કે રેળા બંડના રે !
હું કેમ આવું લાડી એકલો રે !
  દાદાજી દૂભાય કે રેળા બંડના રે !
તમારા દાદાને આપું હાથીડા રે
  અંબાડી સાથે પધારો કે રેળા બંડના રે !

સુરતી કન્યાએ વળી એજ ભાવને પોતાના મનપસંદ સ્વાંગ પહેરાવ્યા:

કન્યા લાડણી તે લખી કાગળ મોકલે રે સુણો બનડાજી !
વરણાગીઆ તું વર વહેલો આવ ચત્રભૂજ બનડાજી !
કન્યા ! હું કેમ આવીશ એકલો રે સુણ બનડાજી !
મારી દાતણ વિનાની વરજાન ચત્રભૂજ બનડાજી !

આમાં "બનડાજી" શબ્દ મારવાડી સાહિત્યની અસર બતાવે છે. પણ આ 'વરણાગીઆ વર' ની કલ્પના ક્યાંથી આવી પડી ? બીજે એક પ્રસંગે—કન્યાની પસંદગીના ગીતમાં પણ

કુંવારી ચડી રે કમાડ
  સુંદર વરને નિરખવા રે.
દાદા મોરા એ વર પરણાવ!
  એ વર છે વે'વારીયો રે.

એ 'વેવારીયો' શબ્દ 'વરણાગીયો' બનીને કયે ઠેકાણે પતન પામ્યો હશે ? ગુજરાતમાં કેટલેક સ્થળે 'વરણાગીયો' ગવાય છે:

લાડકડી ચડી રે કમાડ
  સુંદર વરને નિરખવા રે.
દાદાજી મૂજને પરણાવો !
  એ વર છે વરણાગીઆ રે.

આ આખું યે ગુજરાત-ગીત સોરઠી ગીતની સાથે લગભગ શબ્દશઃ મળતું છતાં, તેમાં 'વેવારીઓ' માંથી 'વરણાગીઓ' જેવું મોટું પરિવર્તન શી રીતે ઘુસી ગયું ? 'વરણાગીઆપણા'નાં ધોરણો વરની પસંદગી માટે કદાપિ કોઈ કન્યાએ વાપરેલાં નથી. કદાચ એ કેવળ ભાષા-

પ્રયોગનો અકસ્માત જ થઈ ગયો હશે, ને પછી અંધ પરંપરાએ 'વરણાગીઓ' જ ગાયા કર્યું હશે એમ જણાય છે. સૂરતી ગીત તો વળી 'વેવારીઓ' ને 'વરણાગીઓ' બન્નેને ત્યજી

બાપુજી સુજને પરણાવ!
મેં ન્યાળ્યો નિશાળીઓ રે.

એમ 'નિશાળીઓ' પ્રયોગ કરે છે.

એજ ગીતમાં અસલની ઓજસ્વંતી શબ્દ–રચના ગુજરાતમાં જઈ કાંઈક કોમળ બની લાગે છે. અસલી પંક્તિઓમાં તો છે આ રીતે:

ભણતો'તો ભટની નિશાળે
અક્ષરે મારાં મન મોહ્યાં રે.
ઝીલતો'તો સરોવરની પાળે,
ચોટલે મારાં મન મોહ્યાં રે.
રમતો'તો બવળી બજારે
દડૂલે મારા મન મોહ્યાં રે.

એને બદલાવી ગુજરાતે ગાયું કે

નિશાળે ભણતેલા દીઠા
અક્ષરે મારાં દિલ વસ્યાં રે.
સોના ગેડીએ રમતેલા દીઠા
દડૂલે મારાં દિલ વસ્યાં રે.

પંક્તિઓ પોતાની મેળે જ બોલી ઊઠતી લાગે છે, કે સૌરાષ્ટ્રીય શબ્દ–રચનાનાં અસલી જોમ, ઝટઝમક અને મરોડ આ ગુર્જર પરિવર્તનમાં ગુમ થાય છે. તેને સ્થાને નરી કુમાશ બિરાજે છે. એ દષ્ટિએ પણ સ્થૂલ–પલટામાંથી પરિણમેલા સૂક્ષ્મ સ્વર–પલટા ને શબ્દ–પલટા તપાસતા જશું તો જે જમીનોમાં ગીતોના છોડવા ફરતા ગયા તે જમીન વિષેનો ગુણનિર્ણય પણ થઈ શકશે.

'વેવારીયા' તેમ જ 'વરણાગીઆ'ને મળતા આવતા અન્ય પ્રસંગો પણ તપાસીએ: ગુજરાતના ગીતમાં ગવાય છે કે

પાટણ રંગી રાયની ચુંદડી,
મારા નખમાં સમાય તેવી ચુંદડી
લાડકવાઈ! ઓઢોને રાયજાદી ચુંદડી!

નહિ રે ઓઢું રે રાયવર ચુંદડી!
મારાં માતાજી દેખે પિતાજી દેખે
નહિ રે ઓઢું રે રાયવર! ચુંદડી.

ત્યારે વરરાજાનો જવાબ ગવાય છે:

તમારા પિતાના તેડયા અમે આવીઆ;
તમારાં માતાની લજ્જા લોપો
લાડકવાઈ! ઓઢોને રાયજાદી ચુંદડી!

આંહી લજ્જા લોપવાનો ભાવ આપણને અતિ ઉગ્ર લાગે છે. એ શબ્દ–ફેરફાર આકસ્મિક છે? કે સમાજની અંદર એક વખતે સાચોસાચ આવેલા કોઈ ઉગ્ર મનોભાવનો જ પડછાયો છે? એ પ્રશ્ન આપણને મુંઝવે છે. સૌરાષ્ટ્રમાં ગવાતા ગીતનો ભાવ ઘણો પ્રશાંત, મંગલ અને મર્યાદામય છે:

મારા નખના પરવાળા જેવી ચુંદડી
મારી ચુંદડનો રંગ રાતો હો લાડડી!
ઓઢોને સાહેબજાદી ચુંદડી!

* * *

તમારા દાદાનાં તેડયાં અમે આવશું,
તમારી માતાનાં મન ર્‌હેશે હો લાડડી!
ઓઢોને લાડકવાઈ! ચુંદડી

* * *

તમારા વીરાનાં તેડયાં અમે આવશું
તમારી ભાભીના ગુણ ગાશું હો લાડડી!
ઓઢોને૰

અત્યાર સુધીના તમામ સંગ્રહોમાં હવે વેળાસર એક સુધારો થઇ જવો જોઇએ: તે એ કે પ્રત્યેક ગીતનાં તમામ પાઠાન્તરે તપાસી, એકેક પોતાના ગીતના ઢાળ તાલનું નિરાળું વ્યક્તિત્વ અખંડિત રહેવા

રઈને પણ તેનું અધૂરાપણું તો પૂરૂં કરી જ લેવું ઘટે છે: જેમ કે વડનગરા નાગર-ગીતોના સ્વ. સૌ. બાળા ભોળાનાથે કરેલા સંગ્રહમાં

પાવઠડે પગ દઈ ચડો જીયાવર,
 બેની તે છેડલા સાહી રહ્યાં.
મૂકો મૂકો બેની છેડા અમારા!
 તમારા કર અમે આપશું.

એટલેથી જ ગીત સમાપ્ત કરી દેવાયું છે. તેમાં સૌરાષ્ટ્રી ગીતની બાકીની પંક્તિઓ ઉમેરાઇ જવાથી એ ગીતનું સ્વરૂપ અખંડ બને છે:

નાના રે પણથી જેણે લાડ લડાવ્યા
 તેના તે ગુણ કેમ ભૂલશું!

એ જ પ્રમાણે અન્ય સ્વજનોને સંબોધાયેલી પંક્તિઓ પણ ઉમેરાઇ જાય તો તે જ્ઞાતિની બ્હેનો અખંડ આખાં ગીતો ગાતી થઈ જશે. (જુઓ, 'ચુંદડી' ભાગ ૧ પૃષ્ટ ૬૧.)

એવા ખંડિત સ્વરૂપનો બીજો વધુ વિકૃત નમૂનો કન્યાને વળાવતી વેળાના ગીતનો છે. સૂરતમાં જઇને એ ગીત આવી અવદશાને પામ્યું:

માંડવે ફટક અજવાળાં રે દીવડી ક્યાં ગઇ રે!
આવ્યો હતો નગર ધૂતારો કે લાખેણી લાડી લઈ
 ગયો રે!
આવ્યો હતો સૂરત શહેરનો ચોર કે લાખેણી
 લાડી લઈ ગયો રે!

હવે તપાસ કરતાં આ ગીતનું અસલી નિર્મલ સ્વરૂપ જુનાં બે ગીતોમાંથી જડી આવે છે:

વળી વળી દાદા પૂછે વાત
 માંડવ કેમ અણોહરો રે!
દીવડો તે હતો બેનીબાને હાથ
 મેલીને ચાલ્યાં સાસરે રે!

એક એ ગીત બાંધ્યું, ને બીજું બાંધ્યું આ ગીત:

**એક આવ્યો'તો પરદેશી પોપટો,**
**એની રમતાં'તાં માંડવ હેઠ, ધૂતારો ધૂતી ગયો !**
**એને મેલ્યાં હીંગલ મેલ્યાં પોતીઆં,**
**એને મેલ્યો સૈયરીઓનો સાથ, ધૂતારો ધૂતી ગયો!**

આ બન્ને ગીતોની વિકૃત મિલાવટમાંથી પેલું નવું ગીત રચાયું. તેને બદલે બન્નેનું સરલ નિર્મલ સ્વરૂપ અને બન્નેના પ્રવાહી ઢાલ તાલો આખા ગુજરાતમાં વ્યાપક કાં ન બનાવી લેવાય ?

વરરાજાનાં વર્ણન કરવામાં પણ જનતાએ જૂદે જૂદે સ્થળે પોતાની રૂચિનાં પ્રતિબિમ્બો પાડીને લગ્ન-ગીતોના પ્રવાહને બહુરંગી બનાવ્યો છે : સોરઠીયાણીઓ ગાય છે.

**મેઘવરણા વાઘા વરરાજા**
**કેસર ભીનાં વરને છાંટણાં.**
**સીમડીએ કેમ જાશો વરરાજા ?**
**સીમડીએ ગોવાળીડા રોકશે.**
**ગોવાળીડાને રૂડી રીત જ દેશું**
**પછી રે લાખેણી લાડી પરણશું !**

એને વડનગરા નાગરી ન્યાતમાં કેવો પલટો મળ્યો :

**તારી ચંપકવરણી ચાલ લાડીવર !**
**કેસર વરણાં છાંટણાં !**
**તમે ચૌટડે નવ જાશો લાડીવર !**
**ચૌટાના શેઠીઆ હઠ કરે.**
**અમે ચૌટાના શેઠીઆને દાણ દઈને**
**કુંવારી કન્યાને પરણશું.**

આ બન્ને પાઠોમાં આપણે નિષ્પક્ષ વિવેક વાપરીને જોઇએ: આપણને પહેલો પાઠ વધુ સરલ, પ્રવાહી ને સુગ્રાહ્ય જણાશે. બીજામાં તાણીતૂંસીને પંક્તિ પૂરી કરવા જેવું જણાય છે. પાઠાન્તરો જ્યારે આટલાં સમાન હોય ત્યારે તો આપણી સ્મરણશક્તિને, રસવૃત્તિને તેમજ શ્રવણેન્દ્રિયને સહેલું થઇ પડે તેવું એકજ ગીત આખી ગુજરાતમાં સ્વીકાર પામી શકે તેવી ભલામણો થવી જોઇએ.

## મારવાડી ગીતો

આવી રીતે પ્રવાસે ચડેલાં ગીતો ગુજરાતમાં જ ગયાં એમ નથી. ગુજરાતના સીમાડા ઓળંગી, પાલનપૂરની પેલી બાજુની નાની મારવાડમાં પણ નિવાસ કરી બેઠાં છે. અથવા ખરી વાત તો એ હોવી જોઇએ કે સૌરાષ્ટ્રની ઘણી ઘણી કોમો મારવાડ પરથી જ આંહી આવીને વસેલી હોવાથી ત્યાંનાં જ ગીતો આંહી આવીને વસ્યાં હોય. કેટલાંક તો શબ્દશઃ એનાં એ જ રહ્યાં છે. ફક્ત મારવાડી વ્યાકરણની નજીવી છાંટ છે અને સૂર જૂદા રહેલા છેઃ

આંગણે હાળો રે બાજોઠી
ફરતી મેલો રે કંકાવટી.

તેડાવો જોશીડારો બેટો
આજ મારે લખવી રે કંકોતરી.

બાંધો મારે રાવતા ભાઇરે છેડે
જાવું મારે આણુદીબારે સાસરે.

વીરા ! હું તો છોરૂડે વળુંભી
આંગણે આયો વીર નો ઓળખ્યો.

આ આખુંયે ગીત કાઠીઆવાડમાં પંક્તિએ પંક્તિ ગણાય છે. (જુઓ 'ચુંદડી' ભા. ૧ : પૃષ્ટ ૨૫). એ જ પ્રમાણે

સૂડલા કોયલડીને વિનવે રે;
આવી રૂડી આંબલીયાની ડાળ
સરોવરીઆની પાળ
મેલીને કોયલ ક્યાં ગયાં'તાં રે !

શીળાં...ભાઈનાં માયરાં રે,
તીયાં રૂડા માંડવા નખાય
રૂડી કન્યા પરણાય
જોવાને અમે ત્યાં ગ્યાં'તાં રે.

એ જ ગીત મારવાડ તરફ આમ ગવાય છેઃ

સૂડલો પૂછે રે કોયલડી;
આવી રૂડી આંબલીયારી ડાળ
મેલી રે શીદ ચાલ્યાં !
રૂપાભાઈએ વીવા આદર્યો !
કંકુડારો હુવો રે સકાળ
જોવા રે અમે સાંચર્યાં.
નાળીએરરો હુવો રે સકાળ
જોવા રે અમે સાંચર્યાં.

એ જ રીતે આપણા

મોરી તારી સોનાની ચાંચ !
મોરી તારી રૂપાની પાંખ
સોનાની ચાંચે રે મોરલો મોતી ચરવા જાય.

એ ગીતને મારૂ લોકો આ રીતે ગાય છેઃ

મોર થારી સોનારી પાંખ
રે મોર થારી સોનારી પાંખ !
સાવ રે સોનારા મોર થારે પાંખડા.
કોટે ને કરકરીયાળો વાહલો હો !

* * *

વેવાઇ સૂતા હોય તો જાગ
તમારો તેડાવ્યો રાયવર આવ્યો માણારાજ !
લાડી થારો બાવોજી દેખાડ
અમારો બાવોજી જાડે માંડવે હો !
અમારો બાવોજી દોઢે હાથરે હો !

આવા ફેરફારો સહિત એ પ્રચલિત છે. અને બીજાં ગીતો એવાં છે, કે જેની ઉત્પત્તિ તદ્દન સ્વતંત્ર હોવા છતાં પણ આપણને એમાં આપણા જ ભાવોનું નવે સ્વરૂપે દર્શન થાય છે.

આપણે કન્યાના વિદાયકાળનાં બે ત્રણ ગીતોમાં વરનું કન્યા પ્રતિનું વિનવણીભર્યું, પ્રેમે છલકતું, કરૂણ સંબોધન ગાઇએ છીએઃ

(૧) આછેરૂં કંકુડું ઘોળ્યે રે લાડી
આછલી પીળ્ય કઢાવું.
તારી માતાના ખોળલા મેલ્ય રે લાડી
...બા સાસુ દેખાડું.

(૨) મેં તો ડુંગર કોરીને ઘર કર્યાં રે
મેં તો કાચનાં જડિયાં કમાડ રે હો લાડડી!
હજી રે સમજ મારી કોયલડી!

આવા જ ભાવ ઝીલતાં મારૂ ગીતો તપાસીએ :

(૧) ઝાલી રે રાણી હાલોને આપણે દેશ કે
આંબા રે પાકા રસ હળે!
સોઢા રે રાણા મેં કેમ હાલું થારે દેશ કે
બાવાજી વ્હોણું નહિ ગમે.
બાવોજી રે થારા આળ જંજાળ કે
સાચો સગપણ દોય જણાં!

(૨) [1]બનડી! થારે સાસરેજી ડોલર[2] બાંધીઓ
બનડી! [3]હીંડારે ઉમાટે વેલી આવ રે
મારી હરિયા વનરી કોયલડી!
લાડી! આંબા પાકયા ને કેરી રસ હળે
લાડી! જામફળનો વડો રે સવાદ
મારી હરિયા વનરી કોયલડી!
લાડી! છોડો માતાની ચટુ આંગળી
લાડી! છોડો [4]બાવાજી વાળો હેત
મારી હરિયા વનરી કોયલડી!

(૩) મેં તો થારા જીવન વની! કારણીએ,
મેં તો છોડયાં બાવાજીવાળાં હેત
હાલોને વની વાગાઁ મેં.

એ આપણા સોરઠી સૂરો સાથે કેવું મળે છે :

મેં તો દાદા મોરાને દૂભવ્યા રે

---

૧. વહુ. ૨. હીંડોળો ૩. હીંડોળો ૪ પિતા.

તારા આછા ઘુંઘટડાને કારણુ હો લાડડી !
હજી રે સમજ મારી કોયલડી !

અને હમની સંધ્યાએ પોતાની વાટ જોઇને એકી ટશે માર્ગ પર નિરખી રહેલી 'મરઘાનેણી'ને જાણે મારૂ દેશનો 'બનડો' દૂર દૂરથી સમાચાર દેવરાવે છે કે આવું છું !

આવાશાં મારી મરઘાનેણી !
આવાશાં હો રે !
રે: ઘોડારી ઘમસાણે
હાથી ઝૂલેતાં, નાળેરાં દેતાં
આવાંસાં હો રે !
આવાશાં મારી પિયર–પૂરી !
આવાશાં હો રે !

એકના એક ભાવના મોજાં લોકજીવનના માનવ–સાગરની કેટલી કેટલી આઘેરી પાળે જઇ જઇને અથડાયાં છે, તે જોઈ જોઇને સાચા લોકસમાજનું ભાષા પરત્વેનું, કલ્પનાઓ પરત્વેનું, રસ અને સૂરો પરત્વેનું એકતાલું ને એકસૂરીલું જીવન નજરે પડે છે. એક જ તાલે અનંત તરંગોને નચાવતો મહાસાગર કલ્પનામાં ખડો થાય છે.

## પંજાબી લોકગીતો

આ સમાન સૂરોની શોધે ચડતાં ચડતાં આપણો પગ છેક પંજાબની ધરતી પર ઠરે છે. શ્રી. સન્તરામ (બી. એ.) નામના એક બંધુએ 'પંજાબી ગીત' નામથી કુલ ૨૮૬ જેટલાં ભિન્ન ભિન્ન અવસરનાં પંજાબી ગ્રામ્ય ગીતોનો એક સંગ્રહ પોતાની ટીકા તથા અર્થો સહિત ૧૯૨૭માં પ્રગટ કરેલો છે. તેની અંદર ઉતરતાં સાનંદ સમજ પડે છે કે એ 'પંચ સિંધુ'ના પ્રદેશ પરનો લોકસમાજ એના રીતરિવાજો, કાવ્યોદ્ગારો અને ભાષા–પ્રયોગોને હિસાબે આટલે દૂર પડેલા ગુજરાત–સૌરાષ્ટ્રના લોકસમાજ સાથે કેટલું બલવાન સામ્ય ધરાવે છે. સૌરાષ્ટ્રમાં ઉતરી આવેલી અમુક જાતિઓએ પંજાબમાં પણ પોતાનાં મૂકામ કૈંક વર્ષો સુધી કર્યાનું કહેવાય છે. અને સાહિત્ય તથા સંસ્કૃતિનાં આ બધાં સામ્ય–ચિન્હો એટલાં આબાદ રીતે ઝલકે છે કે એ માન્યતાને મજબૂત પુષ્ટિ મળે છે. આપણે દૃષ્ટાંતો વડે તપાસીએ :

આપણાં લગ્ન-ગીતોમાં 'માલણ'નું સ્થાન ઘણું માનવંત છે. ફુલો વિના લગ્ન મ્હેકે શાનાં? માલણ તો ઠરી મંગલ રસપાત્ર : એટલે જ એનો મહિમા

ગુજરાતથી માલણ આવી રે
સવા લાખની વાડી રોપાવી રે.
કોરે કરમલડી રોપાવો રે
વીણી ચૂંટીને છાબ ભરાવો રે!
લાવ્યે લાવ્યે માલણ! અમે લેશું રે
લાડકડાના પસ ભરી લેશું રે.

એવાં ગીતોમાં ગવાયો છે. એ જ રીતે પંજાબી લગ્નગીતોમાં પણ ફુલવાળી ફેરે છે :

મૈં તેનું માલન આખેઆ નીં તું બડેઓ સવેરે આ.
આઓ ની બડેઓ સવેરે આ!
બડેઓ સવેરે આયકે ની બાગ઼ાઁ દે વિચ ફેરા પા,
પાઓ ની, બડેઓ સવેરે આ!

[ હે માલણ, મેં તને કહ્યું છે કે તું વ્હેલી સવારે આવજે. આવીને બાગમાં ફરજે. રોપે રોપને પાણી પાજે! વગેરે. ]

બીજા પંજાબી ગીતની અંદરની આ પંક્તિઓ:

પૂછદી તાઁ પૂછદી નગર બહુટી વે,
કિસ રાજે દા કેહડા ઘર ઓ!
ઉચડી માડી રામ ઉસારી,
સિખર જલન્દા લાલ દીવા, વે આઁ!

[ નગરમાં જઇને માલણ પૂછે છે કે અમૂક મહાશયનું ઘર ક્યું? (ઉત્તર મળે છે કે) રામથી કૃપાથી બનેલી આ ઉંચી મેડી કે જેના શિખર પર લાલ દીવો બળે છે. ]

એજ પંક્તિઓનો ભાવ ઝીલતી ગુર્જર પંક્તિઓ આ રહી:

છાબ ભરી ફુલડે માળણ આવે,
ઘર રે પૂછે રે વીવા કયાં હવા રે.
ઉંચલી ખડકી ને નવલાં કમાડ રે,
ગોખે જાળીયાં મંદિર માળીયાં રે.

તે પછીનાં અન્ય પંજાબી ગીતમાં પણ માળીના મહિમા—સૂર બરાબર : આપણા સૂરોને જ ઝીલતા જોવાય છે.

આપણે ત્યાં વરઘોડાનાં ગીત છે, તેમ પંજાબને પણ 'ઘોડિયાં' નામનાં વરઘોડા-ગીતો લાધ્યાં છે. આપણાં ગીતોમાં વરની બ્હેન ઓછી ઓછી થઇને ગાતી આલેખાઈ છે કે

કેસરીઆ ! ચડો વરઘોડે;
ચડો વરઘોડે ને લાલ અંબોડે-કેસરીઆ૦
ઓઠડાં લઉં તારા માથાની મોળયે-કેસરીઆ૦
ધન્ય તારી માતા મોડબંધી આવે-કેસરીઆ૦
ધન્ય તારો દાદો ફુલેકામાં મ્હાલે-કેસરીઆ૦

અથવા કાઠી-ગીત

વાલો વીર વર ઘોડલડે ચડે ને હું તો જોઇ રહી છું;
વાલા વીર ! જોયાં તમારાં પીતળીઆં પલાણ રે
ભમરલો તો બહુ રમે !
વાલો વીર વાઘા પેરે ને હું જોઈ રહી છું;
કેસરીઆ ! જોઇ તમારી પાતળડી પરેંઠ રે
—ભમરલો૦

આ ગીતોના સૂરો ને શબ્દો શું સોરઠીઆણીઓ પંજાબમાંથી લેતી આવી હશે ! કાઠીઓ પંજાબ ઉપર થઇને સૌરાષ્ટ્રમાં ઉતર્યા એ માન્યતાને શું આથી સાક્ષી મળે છે ! જુઓ પંજાબી 'ઘોડિયાં'નું ગીત:

ઇક તેજન ઘોડી વે કેહડેઆઁ દેસાં તે આની વે !
+ + +
ઘોડી કૌન જો ચઢેઆ બે પહન કે કપડે સારે !
મૌઁ તેરી દેખ રહોંસી બે, કૌન્ત જાની પુત્ત લાડા વે.

[આ તેજણ ઘોડી કયા દેશમાંથી આણી છે ? ઘોડી પર વસ્ત્રાભૂષણ પહેરીને કોણ ચડયું છે ? પતિને જાનૈયો બનેલો તેમજ દીકરાને ઘોડીએ ચડેલો દેખીને તારી માતા જોઇ રહી છે.]

બીબા વે તેરે સિર દા ચીરા, ચંદા વે કલગી લગી પ્યારી.
નૈણ ઊઁહા બારે કચારી બીબા વે વર્ષા લગે પ્યારી.
બીબા વે તેરે હેઠલા ઘોડા ચંદા વે કાઠી લગે પ્યારી.

[ હે વહાલા (વીર)! તારા માથાની કલગી બહુ સુંદર લાગે છે. બિન્દુઓ ઝરે છે, ક્યારી ભરાય છે, વર્ષા પ્યારી લાગે છે. તારો ઘોડો, એનું પલાણુ વગેરે પ્યારાં લાગે છે.]

એવા જ ભાવો ઝીલતાં આવાં ઘણાં 'ઘોડિયાં' નામક ગીતો જોવામાં આવે છે.

જેવાં આપણે ત્યાં કન્યા વરને પત્ર લખતી હોવાનાં ગીતો, તેવાં છેક પંજાબમાં પણ પ્રચલિત :

બન્નો ને ભેજીયાં ચીરિયાં રજાદીને ભેજીયાં ચારિયાં,
બન્ના, તૂઁ લટકેન્દડા આઓ બન્ના !
મેરા રાઓ રજાદી દા જીવે બન્ના !

કિંકરેં આમાં બન્નો મેરીએ, લટકેન્દી ની બેસર બાલિયે,
છનકેન્દેની ચૂડે બાલિયે બન્ના
મૈં તેરા સાહા સુધાયા, બન્ના !
મેરા રાઓ, રજાદી દા જીમેં બન્ના !
સાહા સુધાવે મેરા બાબલ, પીધે દે જાવે મેરા બાબલ,
તું લટકે સિરગસ્ત ચુવે, મુખ પાન ચંબેદડા આઓ બન્ના
મેરા રાઓ રજાદી દા જીવે બન્ના !

[ પંજાબી ગીત : ૫૩ ]

અર્થ—બનરીએ, રાવજાદીએ કાગળ મોકલ્યો કે હે વરરાજ ! ખૂબ ચટક—મટક સાથે તું મારે ઘેર આવ. હે લટકતી નકવેસરવાળી અને રણઝણતી ચૂડીવાળી ! હું શી રીતે આવું ? હે બનરા ! મેં તારું લગ્ન—મુહૂર્ત જોવરાવ્યું છે. તું મારો પતિ છે. તું આવ. મારા બાપ લગ્ન—મૂહૂર્ત જોવરાવે છે, જોષીને ઘેર જાય છે, શિર પર મુકુટ પહેરીને તું મ્હોમાં તાંબુલ ચાવતો આવ :

ભાવ અને કલ્પના પરત્વે તો ઠીક, પરંતુ કેટલાક પંજાબી ગીતો તો શબ્દશ: આપણાં ગીતો સાથે મળી રહે છે. દૃષ્ટાંત :

**સોરઠી**

ઉંચા ઉંચા રે દાદે ગઢડા ચણાવ્યા
એથી ઉંચેરા ગઢના કાંગરા રે.

ડાંગરે ચડીને બેની ......બા જોશે,
કેટલેક આવે વરરાજીયા રે.
પાંચસેં પાળા દાદા ! છસેં છડિયાતા,
ઘોડાંની ઘૂમણુ વરરાજીઆ રે.

વગેરે [ ચુંદડી : ૧ : ૫૮ ]

પંજાબી

કોઠે તોં ચઢકે બાબલ દેખન લગ્ગી
કિતની કુ આઈ જનેત.
આહોરે બાબલ ! કિતની કુ આઇ જનેત.
હાથીયાઁ લખ એક આએ, ઘોડે એ લખ દો આએ,
આ હો રે લાલા ! જાની માની લખ ચાર.

[ કોઠે ચડીને કન્યા જોવા લાગી કે કેટલીક જાન આવી ! એક લાખ હાથી, બે લાખ ઘોડા, ચાર લાખ જાનૈયા આવ્યા છે. ]

વગેરે વગેરે [ 'પંજાબી ગીત' : ૩૩ ]

૨. સોરઠી

અમ ઘેરે સાજાનયાં ભલે આવ્યાં રે
સાજનિયાંને દાતણીયાં દેવરાવો રે !

વગેરે વગેરે

પંજાબી

હમ ઘર સાજનડે આયે રામ
મનો પ્યારડે આયે રામ.

૩. સોરઠી

દાદા ! અમે રે ગોરાં ને રાયવર શામળા !
એવો મનમાં લાગ્યો સંદેહ
રે રાયજાદી ! રે સાહેબજાદી તે ચડિયાં મેડીએ.

અથવા

મેડીને મોલ બેઠાં મોંઘીબા બોલે
કાં રે દાદાજી ! વર શામળો !

પંજાબી

> બાબલ! ઇક મિનું પચ્છોતોહડા બડાઈ
> મૈં આખ ગોરી વર સૌંલા ઈ!

[બાપુ મને એક મોટો સંતાપ છે કે હું ગોરી ને વર શામળો કેમ!]

[પંજાબી ગીત : ૪૦]

૪. શબ્દશઃ સામ્ય ધરાવતા ગીતનું એક દૃષ્ટાંત તો આબાદ જડે છે: આપણે ગાઈએ છીએ કે

> મરઘાનેણીનો વર ઉતર્યો વાડીએ રે;
> હું તો શેને રે મશે જોવા જાઉં રે
> સંઘાડે ઉતાર્યો રા'નો ઢોલીઓ રે!
> હું તો હાથમાં લઉં ફુલ-છાબડી રે
> હું તો માળીડાની મશે જોવા જાઉં રે—સંઘાડે૦

ચુંદડી : ૨ : ૫૩]

એટલે કે મૃગનયની કન્યાના વરને નિરખવા માટે સ્ત્રી જૂદે જૂદે વેષે જવાની કલ્પના કરે છે: એ જ ભાવ-અક્ષરે એ જ શબ્દો પંજાબમાં:

> હાથ લૈંઆ ફુલ્લાં છાબડી, માલન હોકે જાગ ની
> મેરા રામ લછમન આયા.

[પંજાબી ગીત : ૯૭]

[હાથમાં ફુલ-છાબ લઇને માલણ વેશે જાઉં. મારા રામ-લક્ષ્મણ આવ્યા.]

૫. આપણે 'વરણાં'નાં ગીત; તેઓને 'ખરી'નાં ગીત : સરખે જ શબ્દે એનો એ ભાવ ગુંજે છે. આપણે ત્યાં લગ્ન સમયે ગવાય કે

> બાર પધારો સોરંગ સુંદરી!
> આંગણે અલબેલો ઉભા રહ્યા.
>
> હું કેમ આવું શામળા હો લાડડા!
> અમને અમારો દાદો દેખશે!

એ ગીતને પણ શું આપણે પંચ સરિતાને તીરેથી આપણું પરમ ધન સમજીને લેતા આવ્યા હઇશું? હા, જુઓ:

બહાર આ રાની રાધિકે ! કાન્હ લગની આઇયા.
વે મૈં કિક્કુર આમાં મેરે કાનજી ! મૈં તાઁ બાબે
ત સરમૌની આઁ.

[હે રાણી રૂક્મણી ! તું બહાર આવ. તારો કાન લગ્ન કાજે આવ્યો છે. હું કેમ કરીને આવું મારા કાનજી ! મને મારા પિતાની શર્મ આવે છે. ]

ઝીણવટથી જોવા બેસીએ તો આ સામ્યની અનેક રેખાઓ જડી રહે છે. કન્યાને વિદાય દેતી વેળાનાં ગીતો આંહી ન આપતાં 'ખાંયણું'ના છેલ્લા વિભાગમાં ટિપ્પણ તરીકે ટપકાવ્યાં છે, તે જોવાથી પણ ખાત્રી થશે કે સોરઠી અને પંજાબી પુત્રી-વિદાયના વિલાપ-સ્વરો એક જ ધરતીના કંઠમાંથી પ્રથમ પ્રભાતે ફુટયા હશે. અને પછી પરિભ્રમણ કરતા કરતા નવનવી પૃથ્વીનાં રંગો ને સુવાસો સજતા ગયા હશે, પંજાબી લોકસાહિત્યની અંદર સવિશેષ ઉંડાણે જવાનું આ એક જબ્બર પ્રલોભન ઉભું થાય છે. જ્યાં જ્યાં આવું મળતાપણું જડે છે ત્યાં ત્યાં સેંકડો કોસનું સ્થૂલ અંતર ભેદાઇ જઇને સંસ્કૃતિની નિકટતા અનુભવાય છે.

# ચારણી ગીતો

## ૧

## શી શી રીતે રાખું ?

[ માતા અથવા બ્હેન પોતાના પરણનાર સ્વજનને ખમ્મા ! ખમ્મા ! કહી ક્ષેમકુશળ વાંછે છે. હે મારૂ ! (મારવાડના અસલ નિવાસી !) તું કોણ ? મૃગનયનીનો, દાડમ સમ દાંત વાળીનો, મિતભાષિણીનો, અંતરે ભીનીનો, પિયર જેનું પરિપૂર્ણ છે ને મોસાળમાં જે મોંઘી છે તેનો—પતિ છે. તને હું શી શી રીતે સાચવું ! ડાકના માદળીઆની માફક; હૈયાના હાર માંહેલા હીરાની માફક; ઉનાળાના શીતળ આંબાની માફક ચોમાસાના પ્રિય પુષ્પ ચંપાની માફક; અને શિયાળાની હુંફાળી કામળીની માફક.]

§

મારૂ ! તુંને ખમ્માજી ખમ્માજી કરી રાખું રે
મરઘાનેણીના સાયબાને
જાતીલાને ખમ્મા હે માણુરાજ ! ઘણી ખમ્મા !

મારૂ ! તુંને હાર માયલો હીરો કરી રાખું રે
[1] દાડમ-દંતીના સાયબાને
બાપાભાને ખમ્મા હે માણુરાજ ! ઘણી ખમ્મા !

---

૧ દાડમ-દંતી : દાડમનાં બીજ જેવા સુંદર દાંત વાળી.

મારૂ ! તુંને મનડાનું માદળીયું કરી રાખું રે
  ૨ થોડાબોલીના સાયબાને
  ડોલરીઆને ખમ્મા હે માણુરાજ ! ઘણી ખમ્મા !

મારૂ ! તુંને ઉનાળનો આંબો કરી રાખું રે
  ૩ અંતરભીનીના સાયબાને
  કેસરીઆને ખમ્મા હે માણુરાજ ! ઘણી ખમ્મા !

મારૂ ! તુંને ચોમાસાનો ચંપો કરી રાખું રે
  ૪ પીયરપૂરીના સાયબાને
  ૫ નવશાજીને ખમ્મા હે માણુરાજ ! ઘણી ખમ્મા !

મારૂ ! તુંને શીયાળાની શીરખ કરી રાખું રે
  ૬ મોસાળ–મોંઘીના સાયબાને
  નેજાળાને ખમ્મા હે માણુરાજ ! ઘણી ખમ્મા !

મારૂ ! તુંને ખમ્માજી ખમ્માજી કરી રાખું રે
  મરઘાનેણીના સાયબાને
  છોગાળાને ખમ્મા હે માણુરાજ ! ઘણી ખમ્મા !

---

૨ થોડાબોલી : મિતભાષી ૩ અંતરભીની : અંતરની સુગંધે ભભકતી

ખમ્મા : ક્ષેમ. 'ખમ્મા' શબ્દ સ્ત્રીઓ પુરૂષોને માટે ક્ષેમકુશળના આશીર્વાદ તરીકે યોજે છે.

માણુરાજ : કાઠીપુરૂષોને સંબોધાતો માનસૂચક શબ્દ : 'માણુ' નામના કોઇ પૂર્વજ પરથી.

૪ પીયરપૂરી : જેને પીયરમાં પૂરૂં કુટુંબ છે તે.

૫ નવશાજી : નવશાહ : વરરાજા.

૬ મોસાળમોંઘી : જે પોતાના મામાને ઘેર અત્યંત લાડકવાઇ છે તે.

## ૨

# હરિનાં મીઠડાં

[ આ ગીત બ્રહ્માનંદનું રચેલું છે : ચારણો એને લગ્ન-ગીત ગણી ઝીલકારે છે. એમાં સંવનનના સૂર છે : સરોવર-તીરે પરસ્પર દર્શન થયું : કન્યાએ દોટ દીધી : લજ્જા ત્યજીને કંથનાં વારણાં લીધાં. 'ચૂંદડી' ભા. ૧ પહેલાના "દૂધે ભરી તળાવડી" (પૃષ્ઠ ૭) અને 'લાંબી લાંબી સરવરિયાની પાળ'ના ભાવવાળું ગીત છે. ]

§

ગઈ'તી ગઈ'તી ભરવાને નીર
કેસરીએ [1]વાઘે રે નટવર દીઠડા જી માણારાજ !

બેડું મેલ્યું સરવરિયાની પાળ
ઈંઢાણી વળગાડી આંબા કેરી ડાળખી જી માણારાજ !

[2]દડવડી દીધી મેં તો દોટ
[3]લાજડલી લોપીને લીધાં હરિનાં મીઠડાં જી માણારાજ !

શોભે શોભે બ્રહ્માનંદનો લાલ
[4]છોગલીઆં બિરાજે પચરંગી પાઘમાં જી માણારાજ !

---

૧. વાઘો : કૃષ્ણ પહેરતા તેવો લાંબો, કમ્મર સુધી કસકસતો અને કમ્મરથી ગોઠણ નીચે સુધી ઘેરદાર ઝુલતો ડગલો.

૨. દડતાં, પડતાં, ઠોકર ખાતાં—ઉતાવળે

૩. લજ્જા        ૪. છોગાં

૩

# ઉપમા

[વરરાજે કન્યાના ગામને પાદર તંબુ તાણ્યા એ વખતનું વર્ણન : પોતે કેવો દિસ્યો ? રૂપ તો સૂર્ય સમ : બોલી તો મ્હેલના ભમર સમી : હાસ્ય તો હંસલા ઘોડા જેવી.]

§

[1]અછી રૂડી આંબલિયાની છાંય
[2]બને ને મારૂએ [3]ડેરા તાણીયા જી માણારાજ !

નવશાજીનાં રૂપ [4]સરૂપ
જાણે રે વ્રજવાસી સૂરજ ઉગીયો જી માણારાજ !

બાપાબાનો [5]બોલેવો સરૂપ
જાણે રે મોલુંમાં ભમરો ગુંજીયો જી માણારાજ !

ડોલરીઆનો [6]હાલેવો સરૂપ
જાણે રે [7]હંસોજી હેમર હાલીયો જી માણારાજ !

---

૧. અચ્છી : સારી—મારવાડી શબ્દ

૨. વરરાજાએ ('બનો' અથવા 'વનો' એ મારવાડી શબ્દ છે.)

૩. તંબુ ૪. સુંદર

૫. બોલવું } આ બન્ને શબ્દની રચના પણ ચારણી વ્યાકરણની
૬. હાલવું } છે. આંહી 'બોલવાની ક્રિયા' તરીકે વપરાયેલ છે. તે ઉપરાંત બોલવા માટે (in order to speak) 'બોલેવા' કહેવાય છે

૭. હંસલો ઘોડો. ઘોડાની સુંદર જાત છે.

૪

## જોવા દેજો !

[ કન્યા પોતે જાણે કે વરરાજનાં રૂપ જોઇ લેવા માગે છે. એ માગે છે કે 'મને જોવા દ્યો, નિરખવા દ્યો.' એના મસ્તક પર કલગી છે, મોતીડાં છે, મેવાડી પાઘ છે. ઝાર ફુલોનો તોરો ફરકે છે વગેરે. ]

§

જોવા તે દેજો મૂને [1]નરખણુ દેજો રાજ !
[2]કલંગી વાળો કાન એ વર જોવા દેજો રાજ.
મોતીડાં વાળો [3]માવ એ વર જોવા દેજો રાજ.

માથે [4]મેવાડાહંદાં [5]મોળીયાં વાળો વર,
ફરહર લટકે ફુલ એ વર જોવા દેજો રાજ !—જોવા૦

બાંયે બાજુ રે બંધ બેરખાવાળો વર,
દસ આંગળીએ વેઢ એ વર જોવા દેજો રાજ !—જોવા૦

પગમાં રાઠોડીહંદી મોજડી વાળો વર,
ચાલે ચટકતી ચાલ્ય એ વર જોવા દેજો રાજ !—જોવા૦

---

૧. નિરીક્ષણ (કરવા) . ૨. કલગી ૩. માવો (કૃષ્ણને સંબોધવામાં આવતું વિશેષણ) . ૪. મેવાડનાં : 'હંદુ', 'હુંદુ' વગેરે છઠ્ઠી વિભક્તિના પ્રત્યય તરીકે ચારણી સાહિત્યમાં વપરાય છે. ૫. પાઘડી

૫

# કેસરીઆનાં તેડાં

[વર કન્યાને પોતાની પાસે તેડાવે છે : કન્યા જૂદાં જૂદાં બ્હાનાં બતાવી વિલંબ કરે છે. વિનોદ પરસ્પરની પ્રેમોર્મિને બહલાવે છે.]

§

લાડી ! તમને કેસરીયો બોલાવે રે રંગભીની !
ઓરાં આવો મૂજ પાસ.

પાળી[1] ચાલું તો મારા [2]પાહોલા દુઃખે
કેમ રે આવું વરરાજ !
મોકલાવું મારી અવલ હાથણીયું
બેસી આવો મુજ પાસ !—લાડી૦

અવલ હાથણીયુંની ઉંચી અંબાડી
તેથી ડરૂં વરરાજ !
મોકલાવું મારાં અવલ વછેરાં
બેસી આવો મુજ પાસ—લાડી૦

અવલ વછેરાં તો નાચે ને ખૂંદે
તેથી ડરૂં વરરાજ !
મોકલાવું મારી અવલ વેલડીયું
બેસી આવો મૂજ પાસ—લાડી૦

અવલ વેલડીયુંનાં પૈ રે ધડુકે
તેથી ડરૂં વરરાજ—લાડી૦

---

૧. પગ વડે　　　૨. પગ

૬

# સાચી શોભા

[ પુત્ર પરણે છે. તે સમયે જ વર-માતાનાં સાસુ સસરો રીસાઇ ગયાં છે. માતા વિલાપ કરે છેઃ જેમ આંબાની શોભા એનાં નિકટનાં જાંબુ વગેરે ઝાડ વિના જતી રહે છે, જેમ સરોવર પોતાનાં હંસ બગલાં વગેરે પક્ષી વિના સૂનું લાગે છે, તેમજ વરની માતા પોતાનાં શ્વસુરોનાં રીસામણાંથી ઝાંખી પડી ગઇ છે. ]

§

તું કાં રે આંબલીયા [1]અણોસરો !

કે તારી [2]વસમલી ડાળ
કે તારી વસમલી ડાળ
કે તુંને પંખીડે [3]દુવેગીયો ?
કે તુંને કોણે દીધી ગાળ ?

નથી મને પંખીડે દુવેગીઓ
નથી મને દીધલી ગાળ.

મારાં આંબુ ને જાંબુ રોષ ચાલ્યાં
તે વિના શોભા નો પામીએ.

એક [4]સોઇં તે આંબુને સોઇં તે જાંબુ
પાળ બાંધણુ કેવડો.

વીરાને માંડવ બેની સોઇં
નગર બાંધણુ રાજીયો.

---

૧. ઉદાસ ૨. વસમી : દુર્ગમ. ૩. દુભાવ્યો. ૪. સોહે.

૨

કે તું કાં સરોવરીઆ અણોસરો !
કે તારી વસમલી પાળ !
કે તુંને પંખીડાં દુવેગીઆ
કે તુંને કોણે દીધી ગાળ !
નથી મને પંખીડાં દુવેગીઆ
નથી મને દીધલી ગાળ

મારાં હંસ ને બગલાં રોષ ચાલ્યાં
તે વિણુ શોભા નો પામીએ.

એક સોઇ તે હંસ ને સોઇ તે બગલું
પાળ બાંધણુ કેવડો.

વીરાને માંડવ બેની સોઇ
નગર બાંધણુ રાજીયો.

૩

કે તું કાં રે ....બાઇ અણોસરી
કે તારી વસમલી ચાલ !
કે તારે પીયુડે દુવેગીયાં
કે તુંને દીધેલી ગાળ.

મારાં સાસુ ને સસરો રોષ ચાલ્યાં
તે વિણુ શોભા નો પામીએ.

એક સોઈ તે સાસુ ને સોઈ તે સસરો
પાળ બાંધણુ કેવડો.

વીરાને માંડવ બેની સોઇ
નગર બાંધણુ રાજીઓ.

# કાઠી-રજપૂતનાં ગીતો

## ૭

## એ વર વરીએ !

[કન્યાની પસંદગી સૂચવતું ગીતઃ ચુંદડી ભા. ૧ ના ગીત ૪—૫—૬ ને મળતું]

§

*કેસર તળાવડીમાં અમી રસ પાણી
ફૂટે અંબોડે દાતણુ કરો રે કેસરીયા !

હાલતાં ને ચાલતાં .....વહુએ નિરખ્યા
દાદાજી ! વરીએ તો એ વર વરીએ !

કડય રે પાતળીયો મુખ રે શામળીયો
નાણાંનો બળીયો એ વર વરીયે !
ગરથે આગળીયો એ વર વરીયે !

કેસર તળાવડીમાં અમીરસ પાણી
ફૂટે અંબોડે નાવણુ કરો રે કેસરીયા !

હાલતાં ચાલતાં ....વહુએ નિરખ્યા
કાકાજી વરીએ તો એ વર વરીએ !

\+ + +

---

*'ચતુર તળાવડીમાં'—પાઠાન્તર.

૮

# મનડાં મોહ્યાં

[આંહી પણ વર-કન્યાનો કોમલ પ્રીતિભાવ જાગૃત કરવા માટે કુંજલડી, પોપટ, કોયલ વગેરેનાં રૂપકો લગાડાયાં છે. બધાં પક્ષીઓનાં તેમજ વર વહુનાં ખાસ લાક્ષણિક સુંદર તત્ત્વોનું સ્મરણ દેવાયું છે.]

§

લાંબી ડોકે કુંજડ રાણી !
અને તારાં મધ દરિયે મનડાં મોહ્યાં રે કુંજડ રાણી !

લીલી પાંખે પોપટ રાણા !
અને તારાં પાંજરડે મનડાં મોહ્યાં રે પોપટ રાણા !

કાળી પાંખે કોયલ રાણી !
અને તારાં આંબલીએ મનડાં મોહ્યાં રે કોયલ રાણી !

રાતે ચૂડે મોંઘી વહુ રાણી !
અને તારાં ....ગામ મનડાં મોહ્યાં રે મોંઘી વહુરાણી !

રાતે રેટે ....ભાઇ રાણા !
અને મારાં લાડડીએ મનડાં મોહ્યાં રે કેસરીયા રાણા !

૯

# મોહિની

[ પુરુષ જાણે કે દાતણ ન્હાવણ વગેરેને બહાને આવીને કન્યાને જોઇ જાય છે, અને મુગ્ધ બને છે. ]

§

રાજને આંગણીયે કરેણી રોપાવો રાજ !
વાલો દાતણીયાંની મશે ભલે આવ્યા રાજ !

---

૧. મિષે

ઇ તો કોટાળો ચોટાળીને મોહ્યા રાજ
ઇ તો કેસરીયો મોંઘી વહુને મોહ્યા રાજ
હાંજીયલ મારૂઈ ! પાનીયલ મારૂઈ !

રાજને આંગણીયે વાવડલી ગળાવો રાજ !
વાલો નાવણીયાંની મશે ભલે આ૦યા રાજ—વાલો૦

ઇ તો ઢગલાળો કડલાળીને મોહ્યા રાજ
ઇ તો કેસરીયો ....વહુને મોહ્યા રાજ
હાંજીયલ મારૂઈ ! પાનીયલ મારૂઈ !

રાજને આંગણીયે ભોજનીયાં મગાવો રાજ !
વાલો ભોજનીયાંની મશે ભલે આ૦યા રાજ !

ઇ તો કોટાળો ચોટાળીને મોહ્યા રાજ
ઇ તો કેસરીઓ ....વહુને મોહ્યા રાજ.
હાંજીયલ મારૂઈ ! પાનીયલ મારૂઈ !

રાજને આંગણીયે મુખવાસીયાં મગાવો રાજ !
વાલો મુખવાસીયાંની મશે ભલે આ૦યા રાજ !

ઇ તો [2]રેટાળો ચૂડાળીને મોહ્યા રાજ
ઇ તો કેસરીયો ....વહુને મોહ્યા રાજ
હાંજીયલ મારૂઈ ! પાનીયલ મારૂઈ !

---

૨. રેટા (સોનેરી પાઘ) બાંધનાર

૧૦

## વાલો કેવડો !

[ શોભા : સુગંધ : સુસ્વાદ : વગેરેનું લગ્નાનુકૂલ વાતાવરણ સૂજવા માટે. ]

§

આંગણીએ વવરાવો નાગરવેલ્ય
આંગણીએ વવરાવો નાગરવેલ્ય
    ટોડલીએ વવરાવો ઝણ્યનો કેવડો !

કીયા ભાઇને વાલેરા વેપાર
કીયા ભાઇને વાલેરા વેપાર
    કયી વહુને વાલો ઝણ્યનો કેવડો !

૧૧

## વાદળડી રે વરસે

[સમૃદ્ધિ આપનારી વર્ષાનું ટૂંકું સરસ વર્ણન છે. ]

§

વાદળડી રે વરસે મેરામણ રેલે છેલે
    વાદળડીને વરસ્યે ઘઉંડા નીપજે.
    મેરામણને રેલ્યે ઘઉંડા નીપજે.

આવડા તે ઘઉંને શું કરશો રે વાજસુરભા બાપુ !
લાડે કોડે ....ભા પરણાવશું
રંગ છંગે ....ભા પરણાવશું
*વાદળડી રે વરસે મેરામણ રેલે છેલે.
× × ×

*ચોખા નીપજે — કાકા } એ રીતે એની એ કડી વારંવાર
*મગડા નીપજે — મામા } ગવાય છે.

## ૧૨

## ફુલ-ભેટ

એક વાર જાજે રે માળણ માળવે રે
લાવ્યે ડોલરિયાનાં ફુલ !
તેનો ગુંથ્યે રે માળણ ગજરો રે
ગજરો કેસરીયાને ભેટ.
કેસરીયો રૂડો ને ગજરો શોભતો રે
જોજો કેસરીયાનાં રૂપ !
એક વાર જાજે રે માળણ માળવે રે
લાવ્યે ડોલરીયાનાં પુલ !
તેનો ગુંથ્યે રે માળણ વીંઝણો રે
* વીંઝણો વવારૂને ભેટ.
વવારૂ રૂડાં ને વીંઝણો શોભતો રે
જો જો વવારૂનાં રૂપ !

* કાઠી જ્ઞાતિમાં મોડીયો પહેરવાની પ્રથા નથી- તેથી આ ગીતમાં 'વીંઝણો' મૂકાયો છે. આને જ મળતાં બીજી જ્ઞાતિઓનાં ગીતોમાં 'મોડીઓ' બોલાય છે. (મોડીયોઃમુગટ)

## ૧૩

## પધારો

[ કન્યા પોતાના વરને પરણવા તેડાવે છે. વર-પક્ષના પ્રત્યેક સગાને સગવડો આપવા તત્પર થાય છે. આંહી કન્યાની અપરંપાર ઉત્સુકતા સૂચવાયેલ છે. ]

§

*ઘુઘરીઆળો ઝાંપલો વરરાજા !
રમતા આવો રે હું વારી જાઉં !

ડોલરીયા ! વેલેરા પધારો માણારાજ !
કેસરીયા ! ચોંપેથી પધારો માણારાજ !

હું કેમ આવું એકલો
ઘરે દાદોજી રીસાણા રે હું વારી જાઉં !

તમારા દાદાને ચાડણ ઘોડલાં
તમારી માડીને માફા વેલ્યું રે હું વારી જાઉં !

વરરાજા ! વેલેરા પધારો માણારાજ !
પાતળીયા ! ચોંપેથી પધારો માણારાજ !—ઘુઘરીઆળો૦

---

*આમ પણ ગવાય છે :

કેસરાણી કાગળ મોકલે તમે સૂતા સરદાર !
જાગો રે લાડી સામા આવો રે !

હું કેમ આવું રે એકલો મારો દાદોજી રીસાણો રે !
લાડડી તમે આવોને !

× × ×

## ૧૪

# રામરક્ષા

[બ્હેન પોતાના પરણતા વીરને રામ-રક્ષાની આશિષો આપતી આપતી અનેક વિશેષણો વડે વિભૂષિત કરે છે.]

§

તંગલ ત્રોડા વાળો
ભારે બેડી વાળો
કેસરીયાને ઝાઝી ખમ્મા !
ડોલરીયાને રામ-રખ્યા !

જીવે જામજાદો !
જીવે મોતીયું વાળો !
મારા વીરને રામ-રખ્યા !

*સીંગલદીપ જાજો હો વરરાજા ! હાથી કેરાં મૂલ ઘણાં !
મોંઘી વહુ તમારે ઓરડીએ કેસરીયાનાં મન ઘણાં !
રંગભીનાનાં દલ ઘણાં !

ફુલ ફેંટા વાળો
રાતા રેટા વાળો
કેસરીયાને ઝાઝી ખમ્મા !
અંતરીયાને રામ-રખ્યા !

---

*આ પછી એમ પણ ગવાય છે કે

હાથીડાનો હોંસી જીવે મારો વાલો !

તારી જાત વાલી
તારી બોલી મીઠી
ડોલરીયાને ઘણી ખમ્મા !
પાલખીઆને રામ–રખ્યા !—તંગલ૦

ઘોઘા શેર જાજો હો વરરાજા ઘોડીકેરાં મૂલ ઘણાં !
મોંઘી વહુ તમારે ઓરડીએ કેસરીયાનાં મન ઘણાં
-રંગભીનાનાં દલ ઘણાં !

[1]બસરી બાંધણુ વાળો !
ચોસરી ચોબાઠ વાળો
વરરાજાને ઘણી ખમ્મા !
અલબેલાને રામ રખ્યા !

તારી જાત વાલી
તારી બોલી મીઠી
ડોલરીયાને ઘણી ખમ્મા !
પાલખીયાને રામ–રજ્યા !

× × ×

નગર શેર જાજો હો વરરાજા ! *નુરમલીયાંનાં મૂલ ઘણાં
મોંઘી વહુ તમારે ઓરડીએ કેસરીઆનાં મન ઘણાં.

---

૧. બે સેર્યવાળી બાંધણી *રેશમી પટાવાળું ઘાઘરાનું કપડું.

× પછી 'ચિતળ શેર જાજો, ચુંદડીયુંનાં મૂલ ઘણાં'

× × ×

વાળાક શેર જાજો, વેલડીયુંનાં મૂલ ઘણાં

× × ×

એ રીતે બોલીને એની એ પંક્તિઓની પુનરૂક્તિ થાય છે.

૧૫

## સહુથી મીઠી !

[પીઠી ચોળતી વખતે ગવાય છે. કાઠી કોમ પરત્વે 'વેપાર'નો નિર્દેશ છે. પૂર્વે કદાચ એ લોકો પશુનો વેપાર કરતા હશે.]

§

લીલૂડો સરીયો રે
પીળુડી પીઠીનો ભરિયો.

વેપારે ચડિયો રે
વીરો મારો વેપારે ચડિયો.

વેપારે ચડિયો રે
નાની વહુને ઓરડીએ ઉતરિયો.

નાની વહુના દાદા રે
મારા વીરને ઉતારા દેજો !

ઉતારા દેજો રે
દૂધ ને સાકર પાજો !

સાકર મીઠી રે
સાકર પેં શેરડી મીઠી.

શેરડી મીઠી રે
મારા વીરની બોલછા મીઠી.

શેરડી મીઠી રે
મારે વીરે લાડડી દીઠી.

## ૧૬

## અતુલ

વીર તો પાન સરીખા પાતળા
વીરની લવીંગ સરખી લાંક રે કેસરીઆ વીર !
તમારે ને તોલે વીર કોઈ નાવે.

વીર તો સીમડીએ આવ્યા રે મલપતા
હરખ્યાં હરખ્યાં ગોવાળીડાંના મન રે કેસરીયા વીર !
તમારે ને તોલે વીર કોઈ નાવે.

× × ×

---

×વાડીએ—માળીડાનાં મન. ઝાંપલે—ઢોલીડાનાં મન,
શેરીએ—સૈંયરોનાં મન. બજારે—મહાજનીઆનાં મન.
તોરણે—સાસુડીનાં મન. માયરે—વરલાડીનાં મન.

## ૧૭

## જોઇ રહી !

વાલો વીર વર ઘોડલડે ચડે ને હું તો જોઇ રહી છું;
વાલા વીર ! જોયાં તમારાં પીતળીયાં પલાણ રે
ભમરલો તો બહુ રમે !

વાલો વીર વર વાઘા પેરે ને હું તો જોઈ રહી છું;
કેસરીઆ ! જોઇ તમારી પાતળડી *પરોંઠ રે
ભમરલો તો બહુ રમે !

---

*પીઠ

વાલો વીર વર ફેંટા બાંધે ને હું તો જોઈ રહી છું,
કેસરીઆ! જોયાં તમારાં છોગલડાનાં રૂપ રે
ભમરલો તો બહુ રમે.

## ૧૮

## વારી જાઉં

[વરને મોરનું અને કન્યાને ઢેલનું રૂપક આપ્યું છે. મોર–ઢેલનું જોડલું લગ્ન–સાહિત્યમાં વારંવાર આવે છે.]

§

મોરને કાને [1]મુરકીયું વારી જાઉં
ઢેલને નવસરો હાર સાજન! વારી જાઉં.

કયા ભા દાદાનો મોરલો હું વારી જાઉં!
કયા વેવાઈની ઢેલય સાજન! વારી જાઉં.

રાણું વખાણ્યો મોરલો હું વારી જાઉં!
રાણીએ વખાણી ઢેલય સાજન! વારી જાઉં.

મોરલો ને હાલે મલપતો હું વારી જાઉં!
ઢેલડી હાલે ઘૂમાઘૂમ સાજન! વારી જાઉં.

વેવાણુ પોંખે મોરલો હું વારી જાઉં!
[2]....બાઈ પોંખે જોડય સાજન! વારી જાઉં.

---

૧ સોનાની કડી ૨ વરની માતાનું નામ

૧૯

## ઉભલા રે'જો

[વસંત ઋતુનું સૂચન છે. કાચી કેરીની સુગંધ મીઠી હોય છે.]

§

આજ રે કાચી કેરીની સોરમ હ્યો રે !
કેસરીઆ રાયવર ઉભલા રેજો !

ઉભલા ને રો તો આપડી વાડીયુંમાં રેજો !

આજ રે બેનીબા અમને દાદાજીની હોંશુ
દાદા કીયા ભાઈ આપડી જાનમાં બિરાજે
રાયવર ઉભલા રેજો !—કેસરીઆ૰

લવીંગે ને લેર્યાં રાયવર !
ફુલડે ને ફોર્યાં રાયવર ! ઉભલા રેજો !

૨૦

## વેલીનો રખેવાળ

[ હે વીર વરરાજ ! વાડયે વળગેલી વેલડી રૂપી પર–કન્યાને તમે આપણે આંગણે રોપીને જતનથી ઉછેરજો ! યૌવન રૂપ વસંત ઋતુમાં જ્યારે એને સૌંદર્યનાં ફુલડાં ખીલે ત્યારે એની સુવાસ લેજો ! ]

§

વીરા ! તમે [1]વારૂણી પીઓ તો [2]અમીઅલ રેજો માણારાજ !

અમર રેજો શીખું દેજો
વેલ્યું લાવજો રાજ !

વીરા તમે મલપતી વેલ્યુંએ જોધપર ડેરા દેજો રાજ !

---

૧. સુરા. ૨. અમીમય.

ડેરા દેજો લેચું લેજો
માયા રાખજો રાજ !
વીરા ! તમે વાડયે વળગેલી વેલી આંગણે રોપો માણારાજ !

આંગણુ રોપો ને રખોપો
રાખો એનો રાજ !
વીરા મારા ! વસંતે વેલડીનાં ફુલડાં ફુલે માણારાજ !

ફુલડાં ફુલે ભમર ભૂલે
કાચી કળીએ રાજ !
વીરા ! તમે ફુલેલાં ફુલડાંની સોરમ લેજો માણારાજ !

૨૧

## કરની વસુલાત

[ કન્યાના ગામમાં જતાં વરને અનેક ગ્રામરક્ષકોના કર ચૂકવવા પડતા હતા. પછી જ પરણી શકાતું. એ સમાજ—રક્ષકો કયા ? ગોવાળ, પનીઆરી, સૈયરો, મહાજન વગેરે. ]

§

રાયાંનો વર સીમડીએ આવ્યા;
ગોવાળીડા માગે રીતડી રે [1]ઝીણા મારૂજી !
ગોવાળીડાની રીત ચૂકવજો રે ઝીણા મારૂજી !
મોટાને માંડવ માલજો રે ઝીણા મારૂજી !
લાખેણી લાડી લાવજો રે ઝીણા મારૂજી !

---

૧ 'ઝીણા મારૂં' એ મૂળ મારવાડમાંથી ઉતરેલું સંબોધન છે.

રાયાંનો વર સરોવરીએ આવ્યા;
પાણીઆરી માગે રીતડી રે ઝીણા મારૂજી !
× × ×
રાયાંનો વર શેરીએ આવ્યા
સૈયરૂં માગે રીતડી રે ઝીણા મારૂજી !
× × ×
રાયાંનો વર તોરણે આવ્યા
સાસુજી માગે રીતડી રે ઝીણા મારૂજી !
× × ×
રાયાંનો વર માયરે આવ્યા
કન્યાજી માગે રીતડી રે ઝીણા મારૂજી !
× × ×
રાયાંનો વર ચોરીએ આવ્યા
સાળાજી માગે રીતડી રે ઝીણા મારૂજી !

×પ્રત્યેક કડીએ પહેલી પંક્તિઓ બોલાય છે.

## ૨૨

## કન્યાનું નિરીક્ષણ

આંબલિયા થડ [1]રામેનાં નામ
સીતાએ નાખ્યા ચાકળા.

રામેવ ! [2]અમેહેં લંકાગઢ દેખાડો
સીતાજીને નરખવા.

નરખ્યાં છે નાકે ને નેણે
રૂપા કેરે આંગળે.

૧ રામનાં. 'રામેનાં' એ રૂપ કાઠી ભાષાનું લાક્ષણિક છે. ૨ અમને—

આંબલિયા થડ રામનાં નામ
...વહુએ નાખ્યા ચાકળા.

વાલા અમેહું ગામડીયું દેખાડો
મોંઘી વહુને નરખવા.

નરખ્યાં છે નાકે ને નેણુ
રૂપા કેરે આંગળે.

૨૩

## વર શામળો

[મેડી પરથી કન્યા વરને આવતો નિરખે છે. એને વર શ્યામવરણો દિસે છે. ચિંતાથી સ્વજનોને પૂછે છે કે 'આવું કજોડું શીદ કર્યું ?' સ્વજનો સમજાવે છે કે 'બ્હેન ! એ તો દૂરથી આવે છે, મ્હોં પર રજ ચડી છે, તેથી શ્યામ દિસે છે.' ]

§

મેડીને મો'લ બેઠાં મોંઘીબા બોલે
કાં રે દાદાજી વર શામળો !

છેટેથી આવ્યો રજે ભરાણો
રજનો ભરાણો વર શામળો !

× × ×

---

*દાદાજી, મામાજી, વીરાજી, વગેરેને સંબોધીને ગીત આગળ ચાલે છે.

૨૪

## રૂપની લહેરો

[પનીઆરી માંહેલી એક કન્યાનાં રૂપ દેખી વરને ઘેન ચડે છે. નિદ્રાની લહરી લહેરાય છે.]

§

આઠ કુવા રે નવ પાવઠા, એની પાણીયારે નહિ પાર
મોંઘીબાઇને રૂપે જમાઇ ઝીણાં ઝોલાં ખાય.

આઠ કાકા રે નવ કાકીયું, એને કટંબે નહિ પાર
*....બાઇને રૂપે જમાઇ ઝીણાં ઝોલાં ખાય.

આઠ મામા રે નવ મામીયું, એને મોસાળે નહિ પાર
*....બાઇને રૂપે જમાઇ ઝીણાં ઝોલાં ખાય.

૨૫

## સ્વાગતની સામગ્રી

[ 'મોર તારી સોનાની પાંખ' ! એ ગીતનો જ ભાવ આંહી છે.

* મારા [1]વેવાઇહીં [2]ભણજો માણારાજ !
એને કેજો માણારાજ

શીમડીએ શેલડીયું વીરને જોશે માણારાજ !
મારા વેવાઇહીં ભણજો માણારાજ !
એને કેજો માણારાજ !

---

૧. વેવાઇને   ૨. કહેજો

વાડીએ વનફૂળીયાં વીરને જોશે માણારાજ !
મારા વેવાઇહીં ભણજો માણારાજ !
એને કેજો માણારાજ !

ઝાંપલીએ ૩જાંગીડા વીરને જોશે માણારાજ !
મારા વેવાઇહીં ભણજો માણારાજ !
એને કેજો માણારાજ !

તોરણીએ સાસુડી વીરને જોશે માણારાજ !
મારા વેવાઇહીં ભણજો માણારાજ !
એને કેજો માણારાજ !

૪અંતરીયાની વારોલ વીરને જોશે માણારાજ !

૩. જંગીના ઢોલ ૪. અત્તરથી સુવાસિત કરેલી (કન્યા)

૨૬

## પોંખણાં

[સરખાવો–'સીતાને તોરણ રામ પધાર્યા'—(ચુંદડી ભાગ ૧)]

§

સોનાની સળીએ પોંખ્યે રે બાઇ !
સોના સરીખો લાડડો છે જો.

રૂપાની સળીએ પોંખ્યે રે બાઇ !
રૂપા સરીખો લાડડો છે જો.

ઘોંસરીએ ને પોંખ્યે રે બાઈ!
ઘોંસરૂં તારે ખેડવા થાશે—સોનાની૦

રવાઈએ ને પોંખ્યે રે બાઈ!
રવાયો તારે ઘૂમવા થાશે—સોનાની૦

તરાકડીએ ને પોંખ્યે રે બાઈ!
તરાકડી તારે કાંતવા થાશે—સોનાની૦

સાંબેલે ને પોંખ્યે રે બાઈ!
સાંબેલું તારે ખાંડવા થાશે—સોનાની૦

૨૭

## પરણે

વાગ્યાં વાગ્યાં જાંગીનાં ઢોલ
શરણાયું વાગે રે સરવા સાદની.

ઉડે ઉડે અબીલ ગુલાલ
દારૂડો ઉડે રે મોંઘા મૂલનો.

પરણે પરણે રા' ને ખેંગાર
કેસરીયો પરણે રે પૂરી પદમણી.
—વાગ્યાં૦

## ૨૮
# ડુંગર ડોલે

[વરની તલવારના પટ્ટા પર ચોડેલી પાવલીઓ રણકે છે. અથવા 'પાંદડીઓ' એટલે કે વેલડીના પૈડાંમાં પરોવેલી પાંદડીઓના રૂમઝુમાટ થાય છે.]

પાવલીએ રણુકે રે ડુંગર ડોલે !
ઘુઘરીઆળાં ઘોડાં રે જમાઇ રાણાનાં–પાવલીએ૦
માફાળીયું વેલ્યું રે મોંઘી બાઇન્યું–પાવલીએ૦
આંખલડી રૂડી રે જમાઇ રાણાની–પાવલીએ૦
[1]પાસોડલી રૂડી રે મોંઘી બાઇની–પાવલીએ૦

## ૨૯
# ચંપાવરણીની ચિંતા

વીરનો દાદો એમજ કે'
હાથીડા હલકારો મેલો નેજા ઢળકતા
ચંપાવરણી રજે ભરાય !
વીરની માતા એમજ કે'
માફા હલકારો, મેલો નેજા ઢળકતા
ચંપાવરણી રજે ભરાય !
વીરનો વીરો એમજ કે'
ઘોડીલાં હલકારો, મેલો નેજા ઢળકતા
ચંપાવરણી રજે ભરાય !
વીરની ભોજાઇ એમજ કે'
વેલડીયું હલકારો, મેલો નેજા ઢળકતા
ચંપાવરણી રજે ભરાય !

---
૧. શરીરનાં બન્ને પાસાં

૩૦

## હરણુ

[ કન્યાનાં હરણ કરવામાં આવતાં તેનું આમાં સૂચન છે. ]

ઉંચી મેડી ને બાળા ઝમરખ દીવડો
ત્યાં રે કેસરીયાના ઢોલીયા ઢળાવો !
ઢોલીયે બેસીને વાલો વેણું વગાડે
વેણું વગાડે ને દાદાજીને વિનવે.
દાદા ....ભા દાદા ઓરેરા આવો
....ગામડીયાંનો ગઢડો કેમ કરી લેશું !
ધમળા ધોડાવશું રૂપૈયા રેલાવશું,
લાડડી સોતો ગઢ ચડી ચોટ લેશું.

૩૧

## શેણે લાગી વાર !

સાંઢયું કોટે સાંકળાં, ધોરીડે ઘૂઘરમાળ.
લાડી પૂછે લાડડા ! આવડલી ને શેણે લાગી વાર !
ચીતળ ગ્યા'તા એકલા, ચુંદડીયું મૂલવતાં લાગી વાર.
× × ×

× આમ પણ ગવાય છે.
સોસો બંદૂકીયા સાબદા રે લાખે ઘોડે વીરની જાન
લાડી પૂછે વરલાડડા ! શીયો લાવ્યા શણગાર.
તાંત્ય લાવ્યા ટીબકી લાવશું, ચાંદલો વોરે વહુનો વીર.
× × ×
કાંબી લાવ્યા ને કડલાં લાવશું, ઝરમર વોરે વહુનો વીર.
× × ×
ચીર લાવ્યા ને ચુંદડી લાવશું, ચુડલો વોરે વહુનો વીર.

## ૩૨

# હળવો હળવો હાલ્ય !

દૂધે ભરી તળાવડી હો રાજ !
મોતીડે બાંધી પાળ
¹મણીયલ હળવો હળવો હાલ્ય !

ચીતળ શેરની બજારમાં હો રાજ !
રૂડી ચુંદડીચું વેચાય
મણીયલ હળવો હળવો હાલ્ય !

....ભાઇ તે ચુંદડી મૂલવે હો રાજ !
ઇ તો મારે વહુને કાજ
મણીયલ હળવો હળવો હાલ્ય !

દૂધે ભરી તળાવડી હો રાજ !
મોતીડે બાંધો પાળ
*મણીયલ હળવો હળવો હાલ્ય !

---

¹મણિ સમાન. *આવા જ ભાવનાં ગીતો જૂદા જૂદા અંકે ઊર્મિ જોડી દઇને નીચેની ત્રણ રીતે પણ ગવાય છે.

## ચુંદડીનો મહિમા.

ઝીણાં ઝીણાં રે મોતીડાં હેમર હાથીડા !
એનાં સોનેરી પલાણ.

હાથીડે બેસે રે મારે નાની વહુનો સાયબો
ઉતર્યા કસુંબીને હાટ.

વોરો વોરો રે વાલીડા ! નવરંગ ચુંદડી
ચુંદડી મારે મોંઘી વહુને કાજ

૩૩

## ક્યારે આવશે !

[ ચંદ્રજ્યોત્સ્નાએ રંગાએલી રાત્રિ જાણે અગરચંદન વડે લેપન કરેલી હોય તેવી કલ્પાય છે. રાત્રિ માટે જેમ ચંદ્રની રાહ છે, તેમ વહુ માટે વરની રાહ છે. પણ એ તો યુદ્ધે ગયો છે. પ્રભાતે આવશે. ]

§

અગર ચંદણુની રાત
ચાંદા પૂનમની રાત
ચાંદલિયો ક્યારે રે ઉગશે !
તારોડિયો ક્યારે રે ઉગશે !

---

ઓઢો ઓઢો રે મોંધી વહુ નવરંગ ચુંદડી
વ્હાલો કેસરીયાને મોલ—ઝીણાં ઝીણાં રે૦

### આંખોનો નેહ

અણીયાળી આંખ્યેનો નેડો લાગ્યો માણારાજ !
વાંકડીએ નેણુંનો ભામો લાગ્યો માણારાજ !
લાડી પૂછે વરલાડડા !
આવડલી ને શેણે લાગી વાર ?
શીતળ ગ્યા'તા અમે એકલા
ચુંદડીયું વોરાવતાં લાગી વાર—અણીયાળી૦

* * * *

### નેણે નાગરવેલ.

શીતળ જાજો મોરી નગરીના ઢોલ
ચુંદડી મારે મોંધીબાઇને નેણે નાગરવેલ.
નગર જાજો મોરી નગરીના ઢોલ નુરમલીયા
મારે મોંધીબાઇને નેણે નાગરવેલ.
વાળાક ......................વેલડીયું—મારે૦
ડાઠે..........................ડાબલડા—મારે૦

નાની વહુ ! તોરલો શામ
મોંઘી વહુ ! તોરલો કંથ
કેસરીઓ ક્યારે રે આવશે !
નેજાળો ક્યારે રે આવશે !

ગ્યા છે રજપૂતે સાથ
આ છે રાઠોડે સાથ
દીવડીઓ ઉગ્યે રે આવશે.
તારોડીઓ ઉગ્યે રે આવશે.

૩૪

## કાં રે દૂબળો !

[ શૃંગારનું ગીત છે : વહુ પોતાના કંથની દુર્બલતાનું કારણ રસભરી મર્યાદા વડે બતાવે છે. ]

§

પોપટડી રે ! તોરલો કંથ
કાં રે પોપટ દૂબળો ?

દિ'વારે રે વનફળ વેડવા જાય
રાતે ને પોપટ પાંજરે !

હાથણુલી રે ! તોરલો કંથ
કાં રે હાથી દૂબળો ?

દિ'વારે રે દરબાર ઝૂલવા જાય
 રાતે હાથી સાંકળે !

નાની વહુ રે ! તોરલો કંથ
 કાં રે કેસરીયો ઝૂબળો ?

દિ'વારે રે ઘોડલાં ખેલવવા જાય
 રાતે રમે સોગઠે.

સોગઠડે રમતેલા હાર્યા
 તેણે દરબાર ઝૂબળા !

૩૫

## સૂડલો ઝાલીયો

નાના ભાઇ કાંઇ ચડયા રે શિકાર
 વનમાં જઇને રે સૂડલો ઝાલીયો રે માણારાજ !

નાની વહુ કાંઇ ધાન ન ખાય
 શીયે ને અપરાધે સૂડલો ઝાલીયો રે માણારાજ !

આપણા બાગમાં એળચડીનાં ઝાડ
 લીલી ને એળચીએ ચાંચું ચોડિયું રે માણારાજ !

—નાના ભાઇ૦

× × × ×

*'સોપારીનાં ઝાડ' 'નાળીએરીનાં ઝાડ' વગેરે મૂકી એજ પંક્તિઓ ગવાય છે.

## ૩૬

# ડોઢયે ડગલું

[ વિનોદ—ગીત છે. પૂર્વાર્ધ વર—પક્ષવાળાં અને ઉત્તરાર્ધ કન્યા—પક્ષ-વાળા ગાય છે. 'સૂર્ય' કાઠીના ઇષ્ટદેવ હોવાથી એનું મુખ સૂરજને મળતું સૂચવાયું છે. ]

§

મોતીએ જડી તારી મોજડી, તારાં હીરે જડયાં હથીયાર,
વર [1]સોમલીઆ પોરે પગલું ભર્યું !
વર કેસરીઆ ડોઢયે ડગલું ભર્યું !

કાંરે વાલીડા અણોસરો ! તારી સૂરજની અણુસાર,
વર કેસરીઆ પોરે પગલું ભર્યું !
વર અંતરીયા ડોઢયે ડગલું ભર્યું !

કાં રે જમાઇડા અણોસરો ! તારે હડમાનની અણુસાર
[2]સાંઠીયેના સૂડતલ !
ઝીપટેના ઝૂડતલ !
હળના ખેડુ હળવો હળવો હાલ્ય !

કાં રે જમાઈડા અણોસરો ! તારી અડદેની અણુસાર
સાંઠીયેના સૂડતલ !
ઝીપટેના ઝુડતલ !
હળના ખેડુ હળવો હળવો હાલ્ય !

---

૧. 'સોમલીઆ' કાઠી પુરૂષનું સંબોધન છે. તેઓના એક પૂર્વજના ઘરમાં સોમાવંતી નામે ચહુઆણની પુત્રી હતી. એ સ્ત્રીએ ગંગાજીને પ્રસન્ન કરી માળવામાં સોમલ નદી કાઢી. તે પરથી કાઠી સોમલીયા કહેવાયા.

૨, સાંઠીઓ ખોદનાર અને ઝીપટા ઝુડનાર ખેડૂત.

૩૭

## મરડ ઘણો

[ વિનોદ–ગીત છે. હે વર ! તું તો બહુ થોડે ખર્ચે પરણી ગયો, તું ગરીબ છે, તે છતાં આટલો ઠઠારો શાનો ?]

§

તારે ઠાલો ને ઠઠારો તારે મરડ ઘણો !
તારે મરડ ઘણો ને તારે ઠરડ ઘણો.

મારી ....બાઇના વર ! તારે મરડ ઘણો !
તારે મરડ ઘણો રે તારે ઠરડ ઘણો !

તું તો પાશેરામાં પરણ્યો, તારે મરડ ઘણો–તારે૦
તું તો અધશેરામાં ઉઘલ્યો, તારે મરડ ઘણો–તારે૦

તું તો માગેલ માણસે આવ્યો, તારે મરડ ઘણો !
તું તો માગેલ ઘોડે આવ્યો તારે મરડ ઘણો !

તારે મરડ ઘણો રે તારે ઠરડ ઘણો !
મારે મોંઘીબાઇના વર ! તારે મરડ ઘણો !

૩૮

## નીંદરડી આવે

[નીચેનાં બન્ને વિનોદ–ગીતો છે.]

વીર તો હાલે ચાલે ને વીરને નીંદરડી આવે.
વરનો દાદોજી ચાલવા નો દીયે
બાલુડા વરને નીંદરડી આવે.

મેલો મેલો દાદાજી ! છેડલો અમારો
અમારે જાવાં છે કૂજીતીયાને તોરણ
બાલુડા વરને નીંદરડી આવે.

અમારે જાવાં છે ધૂતારીઆને તોરણ
બાલુડા વરને નીંદરડી આવે.

વર તો હાલે ચાલે ને વરને નીંદરડી આવે
વરનાં માતાજી ચાલવા નો દીયે
બાલુડા વરને નીંદરડી આવે.

મેલો મેલો માતાજી છેડલા અમારા
મારે જાવાં છે કૂજેતીયાને તોરણ
બાલુડા વરને નીંદરડી નાવે.

૩૯

## લવીંગડા લઇ લીધાં

મેં તમને વાર્યા વીર
*....ભાઇની સીમડીએ ન જાજો માણારાજ !

ગોવાળ ધુતારા વીર !
મારા વીરનાં લવીંગડાં લઇ લીધાં માણારાજ !

મેં તમને વાર્યા વીર !
*....ભાઇને સરવરીયે નો જાજો માણારાજ !

---

* સાસરાનું નામ

પનીઆરી ધૂતારી વીર !
　　મારા વીરનાં લવીંગડાં લઇ લીધાં મહારાજ !

× × ×

સાસૂડી ધૂતારી વીર !
　　મારા વીરનાં લવીંગડાં લઇ લીધાં મહારાજ !

૪૦

## દારૂડો ગૂઢો

ગોરાં ઠકરાણું ઠમકથી બોલે
નહિ દારૂડો પ્રેમને તોલે રે !
　　દારૂડો ગૂઢો ને નાગર વેલ્ય.

તમે દારૂડાની ચલગત છોડો
પ્રીત પિયાલા ભરી ભરી પીયો રે—દારૂડો૦

અમારે ....ભાઈ કાંઈ કેજ્યુંમાંથી કેવડો
અમારે ....વહુ લટીયલ કેજ્ય રે—દારૂડો૦

તમે એક વાર શિરોહી જાજો
તમે શિરોહીની સમશેરૂં લાવો રે—દારૂડો૦

× × ×

તમે એક વાર રણમાં જાજો !
તમે રણુ રંગ લગાડીને આવો રે
　　દારૂડો ગૂઢો ને નાગર વેલ્ય.

---

× ' ઘોધા જાજો—ઘોડલાં લાવજો ' વગેરે.

# મિશ્ર-ગીતો

## ૪૧

## પૂજ્યા હોય મોરાર

[પ્રભુ પૂજ્યા હોય તો આવાં આવાં સુખ સાંપડે : આંગણે પીપળો, ઘેરે ગાય, પેટ દીકરી અને દીકરા. આંહી દીકરીની પ્રાપ્તિ કેટલી મંગલ અને સુખમય કહી છે! પુત્રી હોય તો જ જાણે કે સંગ્રહેલું દ્રવ્ય એને અર્પણ કરવાથી સાર્થક થાય. સ્ત્રીજન્મ પ્રતિનો આ ઉચ્ચ લોકાદર છે.]

§

પાટે તે ગણેશ બેસારીએ, મંગળ કરે નિરધાર
સગાં કુટુંબી તેડીએ, જો પૂજ્યા હોય મોરાર.

જેને તે આંગણ પીંપળો, તેનો ધન્ય અવતાર
સાંજ સવાર પૂજા કરે, જો પૂજ્યા હોય મોરાર.

જેને તે આંગણું ગાવડી, તેનો તે ધન્ય અવતાર
સાંજે સવારે દોહી વળે, જો પૂજ્યા હોય મોરાર.

જેને તે પેટે દીકરી, તેનો તે ધન્ય અવતાર
*સાંચ્યું સૂંચ્યું વાપરે, જો પૂજ્યા હોય મોરાર.

જેને તે પેટે દીકરા, તેનો તે ધન્ય અવતાર
વવારૂ પાયે પડે, જો પૂજ્યા હોય મોરાર.

---

*સંચિત ધન

રાતો તે ચૂડો મારો રંગ ભર્યો, કોરો ને કમખો હાથ
*ઘરચોળે ઘડ ભાંગીએ જો પૂજ્યા હોય મોરાર.

કાઠા તે ઘઉંની રોટલી, માંહી ગળાગળીઓ કંસાર
ભેગાં બેસી ભોજન કરે, જો પૂજ્યા હોય મોરાર.

---

* 'ઘરચોળું' નામે મંગલ વસ્ત્ર માત્ર લગ્નાદિક અવસરે જ પહેરાય. તે સિવાય તો ઘડીબંધ સંકેલેલું પડ્યું જ રહે. એટલે જ 'ઘરચોળે ઘડય ભાંગવી' નો લાક્ષણિક અર્થ 'લગ્નાદિક અવસર ઉજવવા' જેવો થાય છે.

## ૪૨

## મારે આંગણીએ

[આ ગીત અંત્યજોમાં ગવાય છે. વિવાહ વખતે ઘરના આંગણામાં કેવી મંગળ રમણીયતા રેલતી કલ્પાય છે !]

§

મારે આંગણીએ તુળસીનો ક્યારો
તુળસીને ક્યારે ઘીના દીવા બળે
ઘીના દીવા બળે દેવ જોવા મળે
દેવ જોવા મળે રૂડા રામ રમે
રૂડા રામ રમે સાચાં મોતી ઝરે.
સાચાં મોતી ઝરે લીલા મોર ચરે.
લીલા મોર ચરે ઢેલ્યું [1]ઢુંગે વળે.
ઢેલ્યું ઢુંગે વળે [2]....ભાઈને ગમે,
....ભાઈને ગમે એનો [3]મોભી પરણે.

---

1 ટોળે. 2 વરનો. 3 પિતા પુત્ર.

એનો મોભી પરણે એને હોંશ ઘણી.
એને હોંશ ઘણી એને ખાંત ઘણી.

૪૩

## પાણીઆરી

[પ્રથમ મિલનનું ગીત : 'દૂધે ભરી રે તળાવડી' જેવું.]

સાંકડો સાંકડો પાણીઆરાનો શેરો
ઢાલો ધોતીઆં ધોવાને રાયવર સાંચર્યો રે.

ધોજો ધોજો બગલડાની પાંખડી રે
વીરને પ્રણવી છે ....ગામની પદમણી રે.

વરના દાદા કીયા ભાઇ તમને વીનવું રે

દાદા ! ખરચોને લાખ બે લાખ
....ગામની પાણીઆરી રઢડી લાગશે રે.

૪૪

## માનવીનાં પરણેતર

ઘોડલે ચડીને ગોવીંદજી રે આવ્યા
આવ્યા છે દ્વારકાના વાસી કરસનજી પાલખડી વરરાજા !

સુભદ્રા બાઈ પૂછે ઓરેરા પધારો
માનવી ને લોક કેમ પરણે કરસનજી–પાલખડી વરરાજા !

સૂખડનો માંડવો ને આંબાનાં તોરણુ
માનવી ને લોક એમ પરણે કરસનજી–પાલખડી વરરાજા !

ત્રાંબાની થાળી ને કંકુડે અંજવાળી
દાદોજી દીએ કન્યાદાન કરસનજી–પાલખડી વરરાજા !

૪૫

## દીવડો

[ દીવડો જમરખ (યમથી રક્ષા કરનારો) કહેવાય છે તેની પાછળ આવો ભાવ છે: દેવોએ ભેટ દીધેલાં હથીઆરોને ગાળીને ઘડેલો એ દીવડો છે. આ લુવારોનું લાક્ષણિક ગીત છે. ]

§

મારે આંગણુ આવ્યા ફરશુરામજી
હારે આવ્યા શંકર ને રણુછોડ
મેં તો પ્રેમેથી પૂજા કરી.

ફરશુરામે ફરશી આપી હેતથી
માહેવે તો આપ્યું છે ત્રિશૂળ
રણુછોડરાયે ચક્કર આપીયું.

ત્રણેને ગાળીને કરી ઢાળકા
તેની પાટી ઘડે રે લુવાર
એ પાટીનો જમરખ દીવડો.

દીવડીએ કાંઇ માંડયા છે ગણેશ
મેં તો કોડે પગરણુ આદર્યાં.

૪૬

## બાજોઠ

[ બાજોઠની મંગલતા પણ એ જ જાતની કલ્પાઇ છે. આંબો વવાર્યો. એને કૃષ્ણે બળભદ્રે ને રૂક્મણીએ ઉછેર્યો : એમાંથી રામ લક્ષ્મણ અને સીતાએ બાજઠ સરજ્યો. સુતારોનું લાક્ષણિક છે.

મારે આંગણ નવરંગ આંબો મોરીઓ
એ આંબલિયો કોણે રોપ્યો, કોણે પાયો ?
કઇ રે રાણીજી ત્યાં રખોપલે !

એ આંબલિયો કાને રોપ્યો, બળનો પાયો,
રાણી રૂખમાઇ ત્યાં રખોપલે !

આંબલિયાની આડી અવળી ડાળખી
ડાળ્યે બેઠા ટૌકે ઝીણા મોર
મેં તો તેનો રે ઘડાયો બાઇ બાજોઠીઓ.

એ બાજોઠીઓ કોણે ઘડીઓ, કોણે જડીઓ ?
કઇ રે ચીતરાળીએ બાજોઠ ચીતર્યો !

એ બાજોઠીયો રામે ઘડીઓ, લખમણે જડીઓ,
સીતા ચીતરાળીએ બાજોઠ ચીતર્યો.

બાજોઠે કંઇ માંડ્યા છે ગણેશ
મેં તો કોડે પગરણ આદર્યાં.

૪૭

## મંગલ રંગ

[ ખત્રીઓનું લાક્ષણિક ગીત છે. ]

દાદાજી તો ગ્યા'તા રે દ્વારકાં
દ્વારકાંથી લાવ્યા પારીજાત
એને આંગણીઆમાં રોપીયો.

વસંતે ફાલેલાં રૂડાં ફુલડાં
તેના કાઢ્યા નવરંગી રંગ
તેમાં રંગી કન્યાની ચુંદડી.

બીજી રંગી વરરાજાની પાઘ
વર ને વાઘે કેસર છાંટણું.

૪૮

## મોતીના દાણા

વનરા તે વનમાં તુળસી કુંવારડં
તુળશીને પાણીડાં પાવ રે નાના ભાઈ રાણા !
મોતીના દાણા !

વેવાઈને માંડવે ઉતારા ઓરડા
જઈને ઉતારા કરો રે નાના ભાઈ રાણા !
મોતીના દાણા !

× × ×

[ દાતણ દાડમી : નાવણ કુંડીયું : પેઢણ ઢોલીઆ : વગેરે ]

વેવાઇને માંડવે કન્યા કુંવારી
જઇને હાથેવાળો મેળો રે નાના ભાઇ રાણા !
મોતીના દાણા !

૪૯

## વર વ્હાલા

[ પિતાને, માતાને, ભાઇને, બ્હેનને વગેરેને વર કેવો વહાલો લાગે છે ! ]

§

સવા મણ સોનાનો છે દીવો રે
અધ મણ રૂપાનું છે છોડું રે
ભાર કપાસની છે વાટ્યું રે
આછી આછી ઘાણીનાં છે તેલ રે.

દીવો મેલ્યો રસિયા માંડવા હેઠ રે

દાદા વીનવજો કીયા ભાઇ રે
તમને કીયા ભાઇ કેવા વાલા રે ?

જેવી મારી આંખડલીનાં તેજ રે
અમને ....ભાઇ એવા વાલા રે.

માતા વીનવજો કઈ બાઈ રે
તમને કીયા ભાઇ કેવા વાલા રે ?

જેવો મારો હાથડીઆનો ચૂડો રે
અમને ....ભાઇ એવા વાલા રે

× × ×

*જેવો મારા હૈયા કેરા હાર રે
એવા ....ભાઇ અમને વાલા રે.

× × ×

*જેવી મારી લલાટની ટીલડી રે
એવા ....ભાઇ અમને વાલા રે.

---

*જૂદાં જૂદાં સ્વજનો કહે છે.

૫૦

## મોસાળું

[ વરની અથવા કન્યાની માતા પોતાના ભાઇને કહેવરાવે છે કે "મારા પ્રત્યેક સગાને ભેટ આપવાની આટલી ચીજો લઇને જ આવજે! નહિ તો ભલો થઇ આવીશ મા! કેમકે મારા પર મેણાં વરસશે." વરના મામા એ તમામ વિગતવારનું મોસાળું લઇને હાજર હતા. આ રીતે સ્ત્રીનો પીયર–પક્ષ હમેશાં દબાણમાં જ રહેતો.]

§

કોડે ને પગરણ આરંભ્યાં, હરખેસું માંડયા જાગ
ઘરનો નાહોલિયો વીનવે, સાંભળો ગોરી વાત!

મારૂં તે સઘળું કટંબ આવીઝું, હવે તારાંને તેડાવ!
મારાં બાંધવ ગ્યા છે માળવે, ભતરીજ નાનાં બાળ.

હાથે કાગળ રે મુખ વાંચીઆ, શું જોશે મોસાળાને કાજ,
સસરાને લાવે વીરા! પાઘડી, સાસુને સાડલાની જોડ.

જેઠને લાવે વીરા! મોળીઆં, જેઠાણીને છાયલ ચીર.

દેરને લાવે વીરા ! પાંભડી, દેરાણીને દખણીનાં ચીર.

નણંદીને લાવે વીરા ! ચુંદડી, નણદોઇને ભેરવ ઝૂલ્ય.
ધેડીને લાવે વીરા ! ઢીંગલી, કુંવરીઆંને રાતી મોળ્ય.

મારે ને લાવે ઘરચોળડાં, બતરીશ ભમરીનો મોડ.
ઘરના સ્વામીને ઘોડો હંસલો, મોતીડે જડિત્ર પલાણ.

કટંબને લાવે વીરા ! કાપડાં, પાડોશીને નાળીએરની જોડ.
એટલી ને સંપત હોય તો આવજો ! નહિ તો રેજો તમારે ઘેર.

કીંયાં ગાજ્યો કીયાં ગડગડ્યો, કીંયાં ઉતર્યો અષાઢીનો મેઘ !
આવ્યા મારે ....ભાઇના મામલા, અવસરે રાખ્યો રંગ.

૫૧

## વીરને તેડાવીએ

[ હે પતિ ! ચાહે તેટલી જહેમત ઉઠાવીને પણ મારા વીરને તેડાવો. ]

સ્વામી મારા ! ચોખા મગાવો ને કંકુડે પીળાવો,
નાત્યું ને નોતરાં અપાવીએ !

નાત્યુંનાં નોતરાં કટંબને કંકોતરી
મોસાળીઆ વીરને તેડાવીએ !

સ્વામી મારા ! સસરોજી આવ્યા સાસુજી રે આવ્યાં
મારા મૈયરનું કોઇ નાવીયું.

ગોરી મોરી ! તારા મૈયર આડા ડુંગર ઘણેરા
તેની રે મસે કોઇ નાવીયું.

સ્વામી મારા ! ડુંગર કોરાવીને રસ્તા બંધાવો
મામેરીઆ વીરને તેડાવીએ.

ગોરી મોરી ! તારા મૈયર આડા વેરી ઘણેરા
તેની રે મસે કોઇ નાવીયું.

સ્વામી મોરા ! વેરી મનાવીને મોળીઆં બંધાવો.
મોસાળીઆ વીરને તેડાવીએ.

સ્વામી મોરા ! જેઠજી આવ્યા ને જેઠાણી આવ્યાં
મારા મૈયરનું કોઇ નાવીયું.

ગોરી મોરી ! તારા મૈયર આડા સમદર ઘણેરા
તેની રે મસે કોઇ નાવીયું.

સ્વામી મોરા ! સમદર સોસાવીને સડકું બંધાવો
મામેરીઆ વીરને તેડાવીએ.

૫૨

## વરરાજાની વાટ

[ કન્યા ઉત્સુકતાભરી વાટ જુએ છે ]

§

નાની બેન દાદાજીને વિનવે રે;
મંડપ ઉંચેરા નાખો !
ઉંચી ચડું ને નીચી ઉતરૂં રે
જોવું વરરાજા વાટ.

જેઠ ઘોડે ને સસરા હાથીએ
દેર તેજી-પલાણ
વરરાજા બેઠા પાલખી રે
આગળ ચમર ઢોળાય.

કોઇ કે' જૂનોગઢ ઉમટયો રે
કોઇ કે' હલકયો હાલાર !
કોઈ કે' ચાંદો ને સૂરજ રવ ચડયા રે
કોઇ કે ચંદ્રમાનાં તેજ.

નથી રે જૂનોગઢ ઉમટયો રે
નથી હલકયો હાલાર.
કુંવરી પરણે ....ભાઇ તણી રે
એની આવે છે જાન.

૫૩

## જોવા જાઉં

મૃગનયની કન્યા પોતે પોતાના વરને પરણતા પહેલાં જાણે જૂદા જૂદા વેશ કાઢીને જોઇ લેવા માગતી હોય તેવો ભાવ ઉઠે છે.]

§

મરઘાનેણીનો વર ઉતર્યો વાડીએ રે
હું તો શેને રે મસે જોવા જાઉં રે !
સંઘાડે ઉતાર્યો રા'નો ઢોલીઓ રે.

હું તો હાથમાં તે લઉં લાલ લાકડી રે
હું તો ગોવાળીની મશે જોવા જાઉં રે—સંઘાડે૦

હું તો હાથમાં તે લઉં રે ફુલ–છાબડી રે
હું તો માળીડાની મશે જોવા જાઉં રે—સંઘાડે૦

હું તો હાથમાં તે લઉં જળ–બેડલું રે
હું તો પાણીલાંની મસે જોવા જાઉં રે—સંઘાડે૦

હું તો હાથમાં તે લઉં જમરખ દીવડો રે
હું તો પોંખનારી મશે જોવા જાઉં રે—સંઘાડે૦

૫૪

## મનડાં વાળો

દાદે નો જોયો દેશ માળવો રે
નો જોઈ વેલી ગુજરાત રે બેનીબા !
તમે રે ધોળાં ને રાયવર શામળા રે !

*....બેનના વર છે શામળા રે
તે દેખી મનડાં વાળો રે બેનીબા !
તમે રે ધોળાં ને રાયવર શામળા રે !

* * *

*અહીં અહીં બ્હેનોનાં નામ લેવાય છે.

૫૫

# રૂપ અને ગુણ

[હે પુત્રી ! વરના રૂપ સામે નહિ, પણ ગુણ સામે જોજે. રૂપ ને ગુણ બન્ને દેવ પાસે ગયેલાં ત્યારે દેવે રૂપને તો દૂરથી જ નમસ્કાર કરી વિદાય દીધેલી; ગુણને જ પોતાની પાસે આસન દીધેલું.]

§

બેની ચડો રે ....બાઇ મેડીએ;
તમે જુવોને સાસરવેલ
રે રાયજાદી ! રે સાહેબજાદી તે ચડિયાં મેડીએ.

રાયવર આવ્યા દાદાજીની ડેલીએ,
નજરે નિહાળી સાસરવેલ—રે રાયજાદી૦

દાદા અમે રે ગોરાં ને રાયવર શામળા !
એવો મનમાં લાગ્યો સંદેહ—રે રાયજાદી૦

દીકરા ! તેનો ન કરીએ ઓરતો,
તમે મનમાં કરોને વિચાર—રે રાયજાદી૦

દુવારકામાં રણછોડરાય શામળા,
એ તો ગુણ તણો ભંડાર—રે રાયજાદી૦

રૂપ ગુણ બે દેવ પાસે ગયાં,
દેવે રૂપને કર્યા રે જુવાર—રે રાયજાદી૦

દેવે ગુણને તે દીધાં બેસણાં,
એવો ગરવો ગુણીઅલ વરરાય—રે રાયજાદી૦

૫૬

## લાવે રે છોકરડા !

[ શણગારોની વિનોદભરી માગણી ]

તારી ગઢડામાં ગાડી છોડ રે છોકરડા !
*લાલ ધતૂરો વાપર્યો.

મારાં બેન માગે તે લાવે રે છોકરડા !—લાલ૦
[1]કાંબી કડલાં ને લંગર લાવે રે છોકરડા !—લાલ૦
[2]કાવલા ગુજરી ને બેરખા લાવે રે છોકરડા !—લાલ૦
[3]તુળસી ઝરમર ને દોરો લાવે રે છોકરડા !—લાલ૦
[4]વાળી વેળીઆં કોકરવાં લાવે રે છોકરડા !—લાલ૦
નહિ તો પોળેથી પાછો વળે રે છોકરડા !—લાલ૦

*લાલ ધતૂરો વાપર્યો : તેં ધતૂરો પીને આંખો લાલ કરી લાગે છે.
૧. પગમાં પહેરવાનાં ૨. હાથમાં ૩. ડોકમાં ૪. કાનમાં.

૫૭

## ચંપો ઘેર ગંભીર

મારા ચોક વચ્ચે રે ચંપો રોપીઓ;
ચંપો થીયો છે રે કાંઇ ઘેર ગંભીર
વધાવો જી રે મારે આવીઓ.

હું તો વળી રે દાદાજીના દેશમાં;
એના દેશમાં રે ઝાઝાં આંબાનાં ઝાડ—વધાવો૦

એક આંબો પાકે ને કેરી નીપજે,
રસ જમશે રે મારો માડીજાયો વીર-વધાવો૦

મારા ચોક વચ્ચે રે ચંપો રોપીઓ,
ચંપો થીયો છે રે કાંઇ ઘેર ગંભીર-વધાવો૦

હું તો વળી રે સસરાજીના દેશમાં,
એમના દેશમાં રે ઝાઝાં ડાંગરનાં ઝાડ-વધાવો૦

એક ડાંગર પાકે ને ચોખા નીપજે,
એ તો જમશે રે મારી નણંદીનો વીર-વધાવો૦

× × ×

×તે પછી ગીત ફટાણું બની જાય છે:

"હું તો વળી રે વેવાઇના દેશમાં,
"એમના દેશમાં રે ઝાઝાં મવડાનાં ઝાડ-વધાવો૦
"એક મવડું પાકે ને દારૂ નીપજે
"એ તો પીશે રે ...વેવાઇ તરજાત-વધાવો૦"

## ૫૮

## માઝામાં રેજો !

[ આ પણ નાગર-ગીત : વરને પોતાની વિલાસ-મર્યાદા ન વળોટવા વિનવે છે.]

§

માઝામાં રેજો રાયવર, માઝામાં રેજો !

આંબાની ડાળ્યે બેઠી કોયલ બોલે,
કાચી કેરીમાં રસ નોયે પરધાન રાયવર !
માઝામાં રેજો !

ગુંજારવ કરતો આ ભમરો ભણે છે,
કાચી કળીમાં મધ નોયે પરધાન રાયવર!
માઝામાં રેજો!

સૂરજ સાખસી એમ પૂરે છે
ધરમ ધારીને તમે રેજો! પરધાન રાયવર!
માઝામાં રેજો!

૫૯

## સીમ-નિરીક્ષણ

[ભાવનગરનું નાગર જોડલું: કન્યાને સાસર-ગામની સીમો નિરખવી છે. પુરુષ એને પોતાના છોગાને છાંયે છાંયે ચલાવી કોમલ ભાવે સીમનું સૌંદર્ય બતાવે છે. પર્વત રૂપી પીયરમાંથી સમુદ્ર રૂપ સાસરીએ જતી નદી: આંબાને વીંટળાતી વેલડી: દોઢીઓ સાથે શોભતા દરવાજા: વગેરે તમામ જોલડીએ વિહરતાં સત્વો બતાવી કન્યાનું અંતઃકરણ આકર્ષે છે.]

§

*ગોરાં નાની વહુ તે નાનાભાઈને વીનવે,
અમને તમારા ગામની સીમડીયું દેખાડો મારા સ્વામી રે!
લાલ છેડો લટકાં કરે.

---

*આ ગીતની પંક્તિઓ નવેસર સંસ્કૃત અલંકારો વાપરીને રચાએલી જણાય છે. અસલ ગીત નીચે મુજબનું સાદું સીધું જ છે: જાન ઉઘલતી વેળા ગવાય છે:

ગોરાં ...વહુ તે ...ભાઇને વિનવે!
તારાં ...ગામની સીમડી દેખાડ રાયજાદા રે!
લાલ છેડો લટકાં કરે.
તમે આઘેરાં તે ઓઢો ગોરી ઓઢણાં!
મારા છોગલીયાને છાંયે ચાલી આવ રાયજાદી રે—લાલ૦

તમે આઘેરાં તે ઓઢો ગોરી ઓઢણાં !
અમારા છોગલાને છાંયે છાંયે ચાલો મારાં ગોરી રે !
—લાલ૦

આવી નદી ને નિર્મળી નિરખો નેહથી;
પરવત–પીયરથી જાય સાયર–સાસરવાસ મારાં ગોરી રે !
—લાલ૦

આવી વાડીઓ તે રાયની રળીઆમણી;
જુવો આંબાડાળે વળગી નાગરવેલ મારાં ગોરી રે !
—લાલ૦

ચંપો મોગરો ને કેવડો સોહામણો;
ગુંજે માલતીને ફુલે મકરંદ મારાં ગોરી રે !
—લાલ૦

આવ્યું સરોવર તે આપણું સોનારીયું;
જુઓ કમળે કમળે ભમરા પામ્યા મોહ મારાં ગોરી રે !
—લાલ૦

આવ્યો દરવાજો ને જુવો ઘોઘા શેરનો !
એની દોઢીઓની સાથે શોભા હોય મારાં ગોરી રે !
—લાલ૦

આવ્યા હાટકેશ્વર દર્શન કરીએ હેતનાં;
જુવો ઉમા મહેશ્વરની મળી જોડ મારાં ગોરી રે !
લાલ છેડો લટકાં કરે.

---

ઓલ્યે કેરડે તે ઝાઝા કેરડા;
ઓલ્યે લવીંગડે તે ઝાઝાં લવીંગ રાયજાદી રે—લાલ૦

× × ×

તારા ...ગામની બજાર દેખાડ રાયજાદા રે !

× × ×

તારા ...ગામની શેરીયું દેખાડ રાયજાદા રે !

× × ×

૬૦

# વેલ્યે વળુંભ્યો કેવડો

[ આનું રસગીત કણબીઓમાં પણ ગવાય છે. ફુલ–વેલીની સાથે જેમ કેવડો જડાઇ ગયો હોય તેવી રીતે ગાઢ સ્નેહગાંઠથી વર-કન્યા પરસ્પર જડાઇ ગયાં હોવાનું સૂચન કરે છે.]

વાડીમાં રોપાવો રૂડો કેવડો !
આંગણે રોપાવો નાગર વેલ્ય
વેલ્યે વળુંભ્યો રૂડો કેવડો !

ફુલ વિના ફોરે રૂડો કેવડો,
ફળ વિના ફાલી નાગર વેલ્ય—વેલ્યે૦

કીયા ભાઈનો મોભી રૂડો કેવડો !
કીયા વેવાઇની નમણી નાગર વેલ્ય—વેલ્યે૦
....ભાઈનો મોભી રૂડો કેવડો;
....વેવાઇની નમણી નાગર વેલ્ય—વેલ્યે૦

# મારવાડી લગ્નગીતો

[ રાજપૂતાનાના ભિન્ન ભિન્ન પ્રદેશોમાં ગવાતાં ગીતો, તેનાં શૈલી ને ભાષા જૂદાં જૂદાં હોય છે. ખુદ મારવાડની અંદર પણ જૂદાં જૂદાં ગીતો પ્રચલિત છે. આંહી ઉતારેલાં છે તે બધાં પાલનપૂરની પેલી મેર નજીકના મારવાડી પ્રદેશનાં મૂળ વતની અને અત્યારે બે પેઢીથી ભાવનગર ગામનાં નિવાસી કુંભાર કુટુંબોની બ્હેનો પાસેથી પ્રાપ્ત થયેલાં છે. આ કુટુંબોનો લગ્ન–વ્યવહાર હજુ સુધી નિજ વતનની સાથે જ ચાલુ હોવાથી આ ગીતો ત્યાંનાં જ છે: છતાં લાંબા વસવાટને લીધે આંહીના વાણી–પ્રયોગોનો પાસ એમાં બેસી ગયો હોવાનું સંભવિત છે. આ મારવાડી કુંભારણ બ્હેનો એમનાં લગ્ન–ગીતો, ઋતુગીતો, ગરબા વગેરે ઘણી મીઠી હલકે મસ્ત બનીને રાત્રિયે રાત્રિયે ગાય છે. ઘણાં ઘણાં ગીતોમાં સોરઠી ભાવોની આછી ઘાટી છાયા તરવરે છે. સોરઠમાંની સંખ્યાબંધ જાતિઓ મૂળે મારવાડ તરફથી આવેલી હોઇ આ સંસ્કારોનું સામ્ય સમજવું સહેલ છે. ]

૬૧

## માડીજાયો આવશે

[ મામેરાનું ગીત ]

આંગણે આંગણે આંબલીઓ રોપાવું હો જેઠાણી !
હમણે માડીજાયો આવશે રે.

ઉંચી ઉંચી ચડું ને નીચી ઉતરૂં રે;
જોઉં મારો માડીજાયો વીર રે જેઠાણી !
હમણે માડીજાયો આવશે રે.

ઉંડા ઉંડા રણુમાં ઉડે [1]ખેહ રે જેઠાણી !
હમણે માડીજાયો આવશે રે.

ઝબક્યાં ઝબક્યાં [2]ધોરીડાનાં શીંગ રે જેઠાણી !
ઝબક્યાં નાના ભાઈનાં મોળીયાં રે !

ઝબક્યાં ઝબક્યાં [3]વેલડીઆંનાં ઇંડાં રે જેઠાણી !
ઝબકી ભાભલડીની ચુંદડી !

---

૧. રજ ૨. બળદ. ૩. વેલડીઓ.

૬૨

## સંતોખણુ બેનડી

[વરની માતા પોતાના વીરને મામેરૂં લઇને આવવા કહાવે છેઃ હે ભાઇ ! તારે કિમ્મતી મામેરૂં કરવું પડશે તેવી દિલચોરી ન રાખજે. મારે ઘેર અઢળક સાયબી છે. તું તારે માત્ર એક લીલું નાળીએર લઇને આવજે ! હું તો સંતોષી બ્હેન છું.]

§

વીરા ! નીલૂડું નાળીએર લઇ આવ !
હું રે સંતોખણુ બેનડી.

[1]ભાયા ! ભલો છે ભેંસોનો લલકાર,
હું રે સંતોખણુ બેનડી.

ભાયા ! ભલેરી [2]જોટડીયું હંકાર
હું રે સંતોખણુ બેનડી.

ભાયા ! ભલો છે [3]સાંઢયાંનો લલકાર
હું રે સંતોખણુ બેનડી.

---

૧. ભાઈ. ૨. ભેંસો. ૩. સાંઢયો

૬૩

# આવાંસાં હો રે !

[ વરની ઉક્તિ: હે મૃગનયની ! હું આવું છું. ઘોડાની સવારી કરતો, ઝૂલતે હાથીડે, અને શ્રીફળનાં દાન દેતો દેતો આવું છું. ]

§

આવાંસાં મારી મરઘાનેણી !
આવાંસાં હો રે !

રે ઘોડાંરી ઘમસાણે
હાથી ઝલેતાં નાળેરાં દેતાં
આવાંસાં હો રે !

આવાંસાં મારી પીયરપૂરી !
આવાંસાં હો રે !

ચૂડલા સોચે તો સોરમીયા ભેળા લેજો રે.
આવાંસાં મારી મરઘાનેણી !
આવાંસાં હો રે !

સાળુડા સોચે તો વાણીડા ભેળા લેજો રે—આવાંસાં૦

ઘરણાં સોચે તો સોનીડા ભેળા લેજો રે—આવાસાં૦

---

૧. મણીયાર

૬૪

## રીતાં લાયો

[ વરરાજા કન્યાની છાબ માટે શી શી ચીજો લાવ્યો તેનું વર્ણન છે. સૈયરો મેડતીયા(મેડતા ગામના વાસી વર)ને જોવાં નીકળી છે. ]

§

ચાલો રે સૈરાં મોજ કરાં !
મેડતીયો જોવા જાંઉ.

એ સરદાર લાડલો !
કેડી કેડી રીતાં લાયો ?

ચૂડલાં રે લાયો રે જો ભાત ઘણાં
[1]કાંકણીયારો સેન અપાર.

એ સરદાર લાડલો !
એડી એડી રીતાં લાયો.

એ ઉમરાવ [2]વનરો !
એડી એડી રીતાં લાયો હાં–ચાલો૦

છાબ ભરીને [3]પંડલાં રે લાયો
સાળુડારો સેન અપાર !

એ સરદાર લાડલો !
એડી એડી રીતાં લાયો.

એ ઉમરાવ વનરો !
એડી એડી રીતાં લાયો હાં–ચાલો૦

× × ×

---

૧. ચોટલાને છેડે ઉનનું ફુમકું લટકે છે તે ૨. વર ૩. વરણું
× પછી ' ઘરણાં ને વાદળીયારો સેન ' વગેરે ગોઠવીને ગાવાનું.

૬૫

# સાચું સગપણ

[ વર કન્યાને મનાવે છેઃ હે રાણી ! ચાલો, મારે દેશે કેરીઓ પાકી છે. કન્યા કહે છે કે મારાં માબાપ વિના મને શે ગમશે ? વર સમજાવે છે કે સાચો સંબંધ તો માત્ર સ્ત્રી-પુરૂષનો જ છે. બીજું બધું સગપણ મિથ્યા છે. ]

§

ઝાલી રે રાણી ! હાલો રે આપણે દેશ !
કે આંબા રે પાકા, રસ ઢળે.

સોઢા રે રાણા ! મેં કેમ આવું [1]થારે દેશ !
કે [2]આવાજી [3]વોણું રીયો નહિ ચાલે.

સોઢા રે રાણા ! મેં કેમ આવું થારે દેશ,
કે માતા અમારા મન સમાં.

બાવોજી રે થારા આળ જંજાળ,
કે સાચો રે સગપણ હોય જણાં-ઝાલી૦

બીજો રે સગપણ આળ જંજાળ,
કે સાચો રે સગપણ હોય જણાં-ઝાલી૦

[અન્ય સગાંના નામ લઇ એનું એજ ગવાય છે. ]

---

૧. તારે ૨. બાપ ૩. વિહોણું

૬૬

## હરિયા વનની કોયલડી

[ વરનાં મનામણાં ચાલુ છે : હે લાડી ! તારા સસરાએ તારે માટે હીંડોળો બાંધ્યો. હે મારી લીલા વનની કોયલ ! તું હીંચકવા જલ્દી ચાલ. હવે તું તારાં માત–પિતાનો સ્નેહ છોડીને ચાલી આવ. સરખાવો 'આછેરું કંકુડું ઘોળજે રે લાડી !' ( ચુંદડી ૧ : ગીત ૭૨) ]

§

[૧]વનડી ! થારે સસરેજી [૨]ડોલર બાંધીઓ;
વનડી ![૩]હીંડારે [૪]ઉમાટે વેલી આવ !
રે મારી હરિયા વનરી કોયલડી !

લાડી ! આંબા પાકા ને કેરી રસ ઢળે;
લાડી ! જામફળરો વડો રે સવાદ
રે મારી હરિયા વનરી કોયલડી !

લાડી ! મેલો માતારી [૫]ચટૂ આંગળી;
લાડી ! છોડો બાવાજી વાળો હેત
લાડી ! રાખો સસરાજી વાળો હેત
રે મારી હરિયા વનરી કોયલડી !

[ અન્ય સગાંનાં નામ લઇ ગવાય છે. ]

---

૧. કન્યા. ૨. હીંડોળો (દોલ) ૩. હીંડોળાને ૪. ઉમળકે ૫. સ્નેહભરી

૬૭

## મારે દેશ

[હે લાડી ! તારે પગલે પગલે હું વાવ કૂવા ગળાવું. તું મારે દેશ ચાલ !]

પગે પગે વાવડલી ખોદાવું હો લાખેણી લાડી !

પગે પગે વાવડલી ખોદાવું હો રૂપાળી લાડી !
લઇ ચાલાં મારે દેશ.

દેશલડો દરિયામણો લાગે હો લાખેણા લાડા !
દેશલડો દરિયામણો લાગે હો રૂપાળા લાડા !
નહિ ચાલું થારે દેશ.

* બાવાજીની અવળુ આવે હો લાખેણા લાડા !
નહિ ચાલું થારે દેશ.

અવળુ થારે ચૂડલે લખાવું હો લાખેણી લાડી !
અવળુ થારે ચૂડલે લખાવું હો રૂપાળી લાડી !
લઇ ચાલું મારે દેશ.

* * *

* 'માતાજીની' 'વીરાજીની' વગેરે મૂકીને ગવાય છે.

૬૮

## તારે કારણે

[ હે લાડી ! તારા જીવનને કારણે તો મેં પિતાનો પ્રેમ ત્યજ્યો હવે ચાલ મારી બાગોમાં !]

§

* મેં તો થારા જીવન વની ! કારણીએ,
મેં તો છોડયા બાવાજી વાળાં હેત
હાલોને વની વાગાંમેં !

વાગ઼ાંમેં ચંપો ને મરવો કેવડો,
વાગ઼ાંમેં [2]ચંપોલડીરાં ફુલ
હાલોને વની વાગ઼ાંમેં !

ગલરો પુલ વનાજી થારા છોગામેં,
ગલરો પુલ ભમરજી થારા [3]પેસામેં
હાલોને વની વાગ઼ાંમેં !

* સરખાવોઃ
મેં તો દાદા મારાને દૂભવ્યા રે
તારા ઓછા ઘુંઘટડાને કારણ હો લાડડી !
હજી રે સમજ મારી કોયલડી !
(ચુંદડી ૧ : ગીત ૭૩)

૨. ચંબેલીનાં ફુલ. ૩. પાઘડીનો પેચ.

૬૯

## મારા દેશમાં

[હે કન્યા ! મારા દેશમાં લઇ જઇને હું તને સારી પેઠે સોનાનાં આભૂષણો પહેરાવી પીળી હળદર જેવી, રૂપાના અલંકારો સજાવી ધોળી સફેદ, અને કંકુના શણગાર કરાવી લાલચોળ બનાવી દઇશ !]

§

ડુંગર ઉપર ડેરડી રે વની !
[1]જણુ ઉપર દાડમ ધ્રાખ;
થારા દાદાને કહી દેજે રે વની !
લઇ હાલું મારડે દેશ.
બાળક વની ! લઇ હાલું મારડે દેશ.

૧. જેના

મારા તે દેશમાં રૂપું ઘણું રે વની !
[2]કર દેશાં ધોળા સફેદ !
બાળક વની ! કર દેશાં ધોળી સફેદ !

ડુંગર ઉપર દેરડી રે વની !
જણુ ઉપર દાડમ દ્રાખ;
થારા વીરાને કહી દેજે રે વની !
લઇ હાલું મારડે દેશ.

મારા તે દેશમાં સોનું ઘણું રે વની !
કર દેશાં પીળી હળદ !–ડુંગર૦

થારા મામાને કહી દેજે રે વની !
લઇ હાલું મારડે દેશ.

મારા તે દેશમાં કંકુ ઘણું રે વની !
કર દેશાં લાલ લપેટ !–ડુંગર૦

---

૨. કરી દઇશ

## ૭૦

# પ્રેમની વાતો

[ હે લાડી ! હું તારે માટે શણગાર લાવ્યો છું. મુખેથી બોલ તો ખરી ! હે લાડડા ! કેમ કરીને હું બોલું ? મારા મ્હોંમાં તાંબુલની પટ્ટી છે. ]

§

ચૂડલા લાયો રે વની !
કે [1]મુંઢે બોલ તો ખરી !

---

૧. મોઢે

કે[1] કી કર બોલું હો વના !
    કે મુંઢે પાનરી બીડી !
કે મુંઢે પાનરી બીડી
    કે હીરા લાલસું જડી.

કે હીરા લાલસું જડી
    કે મુઠી મો'રસું ભરી
કે મુઠી મો'રસું ભરી
    કે બાતાં પ્રેમસું કરી !

* * *

૧. કેમ કરીને.
* એની એ પંક્તિઓ જૂદા જૂદા અલંકારોના નામ લઇને ગવાય છે.

૭૧

## ચરકલો

[ પુત્રીની વિદાય વેળાનું ગીત: આપણા ગીત "દાદાને આંગણ આંબલો" જેવું. ]

§

બાઇના બાવારે આંગણુ આંબલો,
બાઇ રમતાં આંબલિયારી છાંય રે
    નીલા વનરી ચરકલી !

બાવા ! દીધાં તે ધણુ પાછાં નૈ આવે
ઇ તો ઉડી જાશે પર ઘેર રે
    નીલા વનરી ચરકલી !

* * *

[ અન્ય સગાંનાં નામ મૂકીને એની એ જ પંક્તિઓ ફરી ગવાય છે.]

૭૨

## વનજી વાગાઁમેં

[ આ શૃંગાર-ગીત છે. વર બાગમાં આવ્યો છે. રૂપીઆ આપીને નવવધુને રીઝવવાની ગ્રામ્ય રીતિની આ ગીતમાં નોંધ છે. ]

§

ચૂડલો પણ લાવજો વનાજી રાજ !
વનડી જોવે ચૂડલારી વાટ, વનજી વાગાઁમેં.

ઓઢી પેરી ઉભાં સરાંથીએ વનાજી રાજ !
વનજી તાણે વનીરો હાથ, વનજી વાગાઁમેં.

હાથલડો [1]મતી તાણજો વનાજી રાજ !
રૂપીઆ માગું સાડી સાત, વનજી વાગાઁમેં.

ચાર દેશાં [2]સોનલાં વનીજી રાજ !
સાડા ત્રણરી કરો ઉધાર, વનજી વાગાઁમેં.

ઉધાર બુધાર મેં નૈ કરાં, વનાજી રાજ !
પારકા જીવરો શો [3]વશાવાસ ! વનજી વાગાઁમેં.

૭૩

## રંગના પ્યાલા

[ આ પણ શૃંગાર-ગીત : સીરવણ (મણીઆરા)ની વાદળ જેટલી ઉંચી દુકાને ચૂડલા ઉતરાવી, એ ચૂડલા પહેરીને કન્યા ઓરડે ઓરડે ઘુમતી પોતાના પતિને પ્યાલા પીવરાવે છે. મારવાડી રજપૂતોનો રિવાજ.]

§

ઉંચેલા વાદળીઆ ને સીરવીયારે હાટે
ચૂડલા [4]સીરાવત હાજર ઉભી વનલી.

---

૧. મા, નહિ. ૨. એ નામનો સિક્કો. ૩. વિશ્વાસ. ૪. ઉતરાવતી.

ચૂડલા પેરીને વનલી ડેરે ડેરે ફરતી,
વનંલી ડેરે ડેરે ફરતી,
કેસરીયાને ડોઢા પ્યાલા દેતી વનલી;
બાળુડાને રંગરા પ્યાલા દેતી વનલી;
—ઉંચેલા૦

× × ×

---

× 'વાણીડારે હાટ—સાળુડા' વગેરે મૂકી એ જ ગીત વારંવાર ગવાય છે.

## ૭૪

## કાંઇ લાયા રે !

[કન્યા પૂછે છે, શું લાવ્યા ? વર કહે છે, તારે પહેરવાના અલંકાર: કન્યા—હે સ્વામી ! ધીરે ધીરે બોલો. સાસુજી સાંભળશે તો મને ઠપકો દેશે. વર—હે સ્રી ! ઠપકો નહિ દેવરાવું. તને તો મારા શિર પર રાખીશ. તને દળવા નહિ દઉં. મજૂરી ચૂકાવીને બીજા કોઇ પાસે દળાવીશ. ]

§

કાંઇ લાયા રે વના થે કાંઇ લાયા રે ?
કે થારી રંગરી ડબીમેં વના થે કાંઇ લાયા રે !

ચૂડલા લાયા રે !
બાળક વની ! ચૂડલા લાયા રે;
કે થારે પેરવારી ચતરાઇ કે વની ! ચૂડલા લાયા રે.

ધીમા બોલો રે !
હરિયાળા લાડા ! ધીમા બોલો રે !
કે મારી સાસુડી સાંભળે ને નણદી દેશે મને ગાળ.

નહિ દેવરાવાં ગાળ !
હરિયાળી લાડી ! નહિ દેવરાવાં ગાળ !
કે થાને છોગલા ઉપર રાખાં, થાને નહિ દેવરાવાં ગાળ !

[1]મૂલ પીસાડું રે
લાખેણી લાડી મૂલ દળાવું રે !
કે થાને છોગલા ઉપર રાખું, થાને નૈ દેવરાવાં ગાળ !

૧. પૈસા આપીને દાણા દળાવુ.

૭૫

## હસીને બોલો !

[હે પતિ ! તમે ચૂડલા વગેરે ઘડાવીને લાવ્યા. પણ મારી સાથે હસીને બોલશો તો જ હું ચૂડલા હોંશે હોંશે પહેરીશ. જો રડીને બોલશો તો આભૂષણ પાછાં આપીશ.]

§

વનજી ! સીરવીઆરે હાટે
ઉભા પ્યારા લાગો સરદાર !

વનજી ! ચૂડલા સીરાવો
વનીરે [1]ડેરે આવો સરદાર !

૧. મહેલે.

વનજી ! [2]વાદળીયાં મેલાંમેં
બાળક વની ઉભાં સરદાર !
છોટી લાડી ઉભાં સરદાર !

વનજી ! હસીને બોલો તો
ચુડલા સારા ઝીલાં સરદાર !

વનજી [3]વેરાજી બોલો તો
ચૂડલા પાછા દેશાં સરદાર !

---

૨. વાદળ સમાં ઉંચા ૩. બે+રાજી : નારાજીથી.

૭૬

## પ્રેમ—ગોષ્ઠી

[ શૃંગાર—ગીત : હે સ્ત્રી ! મને તારા ઘુંઘટની મોહિની લાગી. હે સ્વામી ! મને તમારા છોગાની પ્રીતિ લાગી. હે સ્ત્રી ! મને તારા દેહની ઉષ્માનો પસીનો વળ્યો. હે સ્વામી ! તો તમારા છોગા વતી પવન ઢોળો ! ]

§

ચૂડલા લાયા વનાજી [1]સીરમ દેશના,
લાવે ને પેરાવે બાળક વનીને.
લાવે ને પેરાવે છોટી લાડીને.
બાળક વની મોલાંરે ઉપર લે ચડે.
મોલાંમેં ચંપો ને મરવો કેવડો.
[2]ગલરાં ફુલ વનાજી થારાં છોગાંમેં !

---

૧. સિંહલદ્વીપ ૨. ગલગોટાનાં ફુલ.

[3]ચત લાગ્યો લાડલડી થારા ઘુંઘટરો !
મન મોયો વનાજી થારા પેસાનો !
[4]પરેહો વળીયો વનીજી થારી [5]ગરમાઇનો
વાયરો ઢાળો વનાજી મનમેં આવે તો !
વાયરો ઢાળો ભમરજી મનમેં આવે તો !
વાયરો ઢાળો ભમરજી પીળાં [6]પેસાનો !
[બીજા અલંકારોનાં નામ લઇને ગવાય છે.]

3. ચિત્ત. ૪. પસીનો. ૫. દેહની ગરમી. ૬. છાગાનો.

૭૭

## કોણ કોણ પ્યારાં

[ આંબા અને લીંબુ લુંબાઝુંબ પાકયાં છે. વર-વહુ બેઠાં છે. વર હેતથી વાત પૂછે છે: "હે માલવણ ! તને તારા પીયરમાં કોણ પ્યારૂં ?" સ્રી જવાબ આપે છે: "હે સ્વામી ! એક તો પ્યારા મારા પિતા : એથી સવાઇ પ્યારી મારી માતા." આવો ઉત્તર સાંભળીને વર ખીજાય છે. પરણ્યા પછી સ્રીને પીયરીયાં પર પ્યાર રહે એ એને ગમતું નથી. એ ધમકી આપે છે કે "જૂઠી વાત : આવું બોલીશ તો હું ફરીથી પરણીશ. તને ત્યજીશ." સ્રી પણ એટલા જ ગર્વથી કહે છે કે "હે સ્વામી ! એક નહિ પણ બે પરણજે ! તારી ડરાવી ડરીને હું મારાં માવતરને નહિ વિસારૂં." પછી પુરૂષ પૂછે છે કે "તને સાસરવાસમાં વ્હાલું કોણ ? " સ્રી કહે છે "સાસરો ને સાસુ." આ જવાબ વરને મીઠો લાગે છે ! ]

૬

આંબા જી પાકા વનડી ! [1]નીંબુ જી પાકાં,
લાગી લડાલડ લુંબો માલવણી !
નીંબુ [2]બોરંગ પાકાં.

૧. લીંબુ. ૨. બહુરંગી.

વનડો તો પૂછે વનડી ! હેતાંરી બાતાં,
લાડડો તો પૂછે લાડડી ! હેતાંરી બાતાં,
થારે પીયરીએ કુણુ કુણુ પ્યારાં માલવણી !
નીંબુ બોરંઝ પાકાં.

મારે પીયરીએ મારો બાવોજી પ્યારા;
[3]જણુસું સવાઇ મારી માતા માલવણી !
નીંબુ બોરંગ પાકાં.

જૂઠી હે વનડી થેં તો જૂઠ જી બોલે !
ફેરે [4]પરણીશું [5]દ્દોહે ચારે માલવણી !
નીંબુ બોરંગ પાકાં.

એક પરણીતાં મારૂજી ! દો દો પરણીજો,
થારી ડરાઈ નહિ ડરૂં માલવણી !
નીંબુ બોરંગ પાકાં.

વનડો પૂછે વનડી ! હેતાંરી બાતાં,
થારે સાસરીએ કુણુ કુણુ પ્યારાં માલવણી !
નીંબુ બોરંગ પાકાં.

મારે સાસરીએ મારો સસરોજી પ્યારા,
જણુસું સવાઇ મારી સાસુ માલવણી !
નીંબુ બોરંગ પાકાં.

સાચી રે વનડી ! થેં તો સાચો જી બોલે,
થારે ઘડાવું નવસર હાર માલવણી !
નીંબુ બોરંગ પાકા.

---

૩. જેનાથી. ૪. પરણીશ. ૫. બે ચાર વાર.

૭૮

# ઘરની કુંચી

[ લાડી લાડાને પૂછે છે કે ઘરની ચાવી ક્યાં મૂકી આવ્યા ? લાડો જૂઠેજૂઠું કહે છે કે "ચાવી તો બાપુને દઇ આવ્યો છું વગેરે." લાડી ખીજે બળીને કહે છે કે "એ બધાં તો ઘરને ફના કરી નાખશે ! મારો જીવ ઉંચે ચડી જાય છે. તેં શીદ બીજાને ચાવી દીધી ?" આખરે લાડો હસીને કહે છે કે "ચાવી તો આ મારી કસે બાંધેલી છે ! સાંભળીને લાડીનો જીવ હેઠો બેસે છે ! કેમ જાણે ઘર પોતાનું જ થઇ ગયું હોય ! વિનોદ-ગીત છે. ]

§

રણુક ઝણુક ચાલી લાડી સીમે આવી બોલી રે,
રાયવર ! કુંચી [1]કણુજીરે સુંપી !
લાડડા ! કુંચી કણુજીરે સુંપી !
[2] હેલીવાળા ! કુંચી કણુજીરે સુંપી !

કુંચી તો મારા બાવાજીરે સુંપી હો;
બાવોજી થારો [3]અમલડે ઘર ઘાલે હો;
હેલીવાળા ! હવે જીવડો [4]દોરો !

રણુક ઝણુક લાડી સરવર આવી બોલી રે;
રાયવર ! કુંચી કણુજીરે સુંપી !
લાડડા ! કુંચી કણુજીરે સુંપી !
હેલીવાળા ! કુંચી કણુજીરે સુંપી !

---

૧. કોને ૨. પાઘડીવાળા ૩. તારો બાપ તો અફીણમાં ઘર ફના કરી નાંખશે. ૪. વિહ્વળ.

કુંચી તો મારાં માતાજીરે સુંપી !
માતાજી થારાં [2]ટીવડીએ ઘર ઘાલે
રાયવર હવે જીવડો હોરો—રણુક૦

કુંચી તો મારા કાકાજીરે સુંપી !
કાકાજી થારા [3]કરચલીએ ઘર ઘાલે !
રાયવર હવે જીવડો હોરો—રણુક૦

કુંચી તો મારા ભાઇજીરે સુંપો !
ભાઇ તો થારા [4]જુવારણે ઘર ઘાલે !
રાયવર હવે જીવડો હોરો.

કુંચી તો મારી [5]વાઘાંરે કસ બાંધી !
હેલીવાળા ! હવે જીવડો [6]સોરો !

---

૨. તારી મા તો ટીકરીએ ( દીકરીને દઈ દેવામાં ) ઉડાવી નાખશે.
૩. તારો કાકો તો ઉંટ ( ઉંટો લેવામાં ) ફના કરી દેશે.
૪. જૂદા થવામાં. મજીઆરા વ્હેંચવામાં.
૫. અંગરખાની કસે.
૬. શાંત.



# પારસી લગ્ન-ગીતો

## ૭૯

[ લગ્ન આડા પાંચ દિવસ રહે છે ત્યારે આ ગીત ગવાય છે. એમાં પરણતા પુત્રનો, છેક જન્મથી માંડી લગ્ન સુધીનો ટુંક ઇતિહાસ છે. પ્રથમ ગર્ભવાસના નવ મહિના ગવાય છે. પછી જન્મ, ઉત્તરોત્તર ન્હાવણ, બાલ્યાવસ્થા, કિશોરાવસ્થાનાં તોફાન, વિદ્યા-પ્રાપ્ત, પોતાની પસંદગીનું પરણેતર વગેરે ભૂમિકાઓ વર્ણવાય છે. ]

§

સરસ્વત સ્વામીને વિનવું [1]સાએલરી રે,
એને ગણુપત લાગવું પાયે પતોરરી રે.

હું તમને પૂછું મારાં પીરોજબાઇ સાએલરી રે,
કંઇ એ [2]બારો શી પેરે [3]જાયો પતોરરી રે.

પહેલો માસ અજાણ્યો જાયે સાએલરી રે,
કંઇ બીજો તે [4]ફેર લ્હેરે જાયે પતોરરી રે.

ત્રીજે માસ રે સાકર સેવી સાએલરી રે,
કંઇ ચોથે તે સેવી દરાખ પતોરરી રે.

પાંચમે માસે તે પચમાસીઆં સાએલરી રે,
કંઇ છઠ્ઠો તે છઠ્ઠીઆઇનો જાયો પતોરરી રે.

---

૧ સાહેલડી. ૨ પુત્ર (બાળો) ૩ જન્મ પામ્યો. ૪ સગર્ભા સ્ત્રીને માથે ફેર ચક્કર થાય છે તે.

સાતમે માસે રે સતમાસીઆ સાએલરી રે,
કંઇ આઠમો તે અણુગમ્યો જાયે પતોરરી રે.

નવમે માસે તે [5]ખોળો ભર્યો સાએલરી રે,
કંઇ દશમે તે એ બારો જાયો પતોરરી રે.

ધરતી પગ દઈ જનમીઓ સાએલરી રે,
એનો સોનાં છરી [6]નાર વધેરીઓ પતોરરી રે.

પાણી હતાં દૂધે [7]અંગોળાંચો સાએલરી રે,
કંઇ ચોખા હતા મોતીએ વધાંચો પતોરરી રે.

ત્રણ દહાડાનો [8]જળઉવો સાએલરી રે,
એની માડીના દૂધ પીવાડયાં પતોરરી રે.

પાંચ દહાડાનો જળઉવો સાએલરી રે,
એની [9]માડીસે પાંચે [10]ન્હાનાં ન્હાયો પતોરરી રે.

સાત દહાડાનો જળઉવો સાએલરી રે,
કંઇ એ જાયાના નામ જોવાડો પતોરરી રે.

તેડો રે જોષીનો બેટો સાએલરી રે,
કંઇ એ જાયાનાં નામ જોવાડો પતોરરી રે,

લાવો રે દૂધનાં ત્રાંબડા સાએલરી રે,
કંઇ જોષીનાં પગ ધોવાડો પતોરરી રે.

લાવો રે કંકુના દાબડા સાએલરી રે,
કંઇ જોષીનાં પગ પીળાવો પતોરરી રે.

માંડો રે જોષીનાં [11]બેસનાં સાએલરી રે,
કંઇ ઘુંઘરીઆરો [12]પાત પતોરરી રે.

---

૫ સીમન્ત વખતે ખોળામાં શ્રીફળ તેમજ બીજી કેટલીક વસ્તુઓ મૂકે છે તેને 'ખોળો ભર્યો' કહે છે. ૬ હુંટી સાથે ચોંટેલું નાળ કાપવામાં આવે છે. ૭ નવરાંચો. ૮ . ૯ માતાની સાથે. ૧૦ ન્હાણાં=નાવણુ. ૧૧ બેસણાં : આસન. ૧૨ પાટ.

થાળ ભરો રે સગ મોતીએ સાએલરી રે,
કંઈ જોષીને આવતા વધાવો પતોરરી રે.

જોષીએ ટીપનાં વાંચીઆં સાએલરી રે,
એનાં નામ આવ્યા પ્રીરોજશા જાયો પતોરરી રે.

દશ દહાડાનો જળઉવો સાએલરી રે,
એની માડીસે દશે ન્હાનાં ન્હાયો પતોરરી રે.

વીશ દહાડાનો જળઉવો સાએલરી રે.
એની માડીસે વીસ ન્હાનાં ન્હાયો પતોરરી રે.

ચાલીશ દહાડાનો જળઉવો સાએલરી રે,
*એની માડીસે ચાલીશાં ન્હાયો પતોરરી રે.

ત્રણ મહિનાનો જળઉવો સાએલરી રે,
એનાં [13]મમાવાની ખડકીએ સીધાવ્યો પતોરરી રે.

પાંચ મહિનાનો જળઉવો સાએલરી રે,
એનાં [14]બપાવાને ઘેર સીધાવ્યો પતોરરી રે.

એનાં [15]બપાઇએ મોતીએ વધાવ્યો સાએલરી રે,
એનાં બપાઈએ [16]જોરે [17]જોરાવ્યા પતોરરી રે.

સાત મહિનાંનો જવઉવો સાએલરી રે,
એનાં બાવાએ ખોળે રમાડયો પતોરરી રે.

એક વરસનો જળઉવો સાએલરી રે,
કંઇ શેરીએ રમવા સીધાવ્યા પતોરરી રે.

સોનાં [18]ગીલ્લી રે રૂપાં દાંડીઆ સાએલરી રે,
કંઈ શેરીએ રમવા સીધાવ્યો પતોરરી રે.

---

*સૂવાવડ સવા મહિનાની ગણાય છે. ૧૩ માનો પિતા. ૧૪ બાપનો બાપ. ૧૫ બાપની મા. ૧૬ ઝોળીએ. ૧૭ પોઢાડયો (ઝૂલાવ્યો). ૧૮ મોઇ.

પડોશણની ભાંગી [1]ચાતરી સાએલરી રે,
માળીનો [2]બેરીઓ મોગરો પતોરરી રે.
પાણીઆરીનાં બેડલાં ફોડીઆં સાએલરી રે,
કંઇ લોકની લાવ્યો રાવ પતોરરી રે.
બાઈરે પીરોજબાઇ તારો બેટડો સાએલરી રે,
કંઇ [3]આડના કરતાને વાર પતોરરી રે.
કંઇ એ મારા ને બાવાજીનો લાડ સાએલરી રે,
કંઈ એ મારા ને મમાવાનો લાડ પતોરરી રે.
સાત વરસનો જળઉવો સાએલરી રે,
કંઈ નિસાળે ભણુવા સીધાવ્યો પતોરરી રે.
[4]સુના પાતી રે રૂપા ખડીઓ સાએલરી રે,
કંઇ લેખાં લખે હજાર પતોરરી રે,
લખી ભણી ઘેરે આવીઆ સાએલરી રે,
બાવાજીને કીધી રે સલામ પતોરરી રે,
કંઇ બપાઇને લાગો રે પાય સાએલરી રે,
કંઈ માતાજીને લાગો રે પાય પતોરરી રે.
મારો ફીરોજશાહ તો વિનવે રે બાવાને સાએલરીરે,
બાવા મોરા મુજને પરણાવો પતોરરી રે.
[5]કંઇ હોયને પરણાવું રે મોરા દીકરા સાએલરી રે,
મને ઘડી યે ન લાગે વાર પતોરરી રે.
ફીરોજશાહ તો [6]લીલરા શોધવા સીધાવ્યા સાએ૦
કંઇ કન્યા ઘરે માત નહોતાં પતોરરી રે.

---

૧ તકલી. ૨ ભાંગ્યો. ૩ આડાઇ, મસ્તી. ૪ સોનાની પાટી. ૫ તારા લાયક કોઇ કન્યા મળે તો પરણાવું. ૬ કન્યા.

વરનાં માડી [૧]વનવારે [૨]ધુતાં સાએલરી રે,
કંઈ વરના બાવા વેપારે ધૂતા પતોરરી રે.
લીલરી શોધી ઘેરે આવીઆ સાએલરી રે,
બાવા મોરા મુજને પરણાવો પતોરરી રે.

લાખ બે લાખના વરના વાઘા સાએલરી રે,
સવા લાખની વરની પાંમરી પતોરરી રે.
અરધા લાખની વરની પાઘડી સાએલરી રે,
કંઇ લાખ બે લાખના વરના [૩]હેવાજા પતોરરી રે.

ઘુંઘરીઆરા વરના [૪]કનડોરા સાએલરી રે,
[૫]માંડરીઆરા વરના બોરખા પતોરરી રે.
અરધા લાખનાં વરનાં વેઢીઆં સાએલરી રે,
કંઇ લાખ બે લાખના વરના ઘોડુલા પતોરરી રે.

કંઈ સાવાઘા પહેરો રે વરરાય સાએલરી રે,
કંઇ પામરી ઓઢો વરરાય પતોરરી રે.
કંઇ પાઘડી બાંધો રે વરરાય સાએલરી રે,
કંઈ ઘુંઘરીઆં પહેરો રે વરરાય પતોરરી રે.

કંઇ માંડરીઆ બાંધો રે વરરાય સાએલરી રે,
કંઈ વેઢીઆં પહેરો વરરાય પતોરરી રે.
[૬]તીલી ચલાનાં તેલે ભર્યાં સાએલરી રે,
કંઈ [૭]મરદાન કરો રે વરરાય પતોરરી રે.
ત્રાંબાકુંડી જળે ભરી સાએલરી રે,
કંઇ અંગોળ કરો વરરાય પતોરરી રે.

---

૧. વ્યવસાય ૨. રોકાણાં. ૩. પહેરવાનું એક પ્રકારનું વસ્ત્ર. ૪. કંદોરા ૫. માદળીયાવાળા ૬. તેલનાં ચલાણાં ૭. મર્દન,

[1]આંબોલા વરખની કાંસકી સાએલરી રે,
એને લૂંછો રે નવરંગ ચીર પતોરરી રે.
વરનાં ભાભી લૂંછન [2]દેવો સાએલરી રે,
કંઇ લૂંછને લૂંછી વર સંચરીઆ પતોરરી રે.
વરનાં બ્હેની સવાઘા દેવો સાએલરી રે,
કંઇ સવાઘા પહેરી વર સંચરીઆ પતોરરી રે.
વરનાં માડી પાંમરી દેવો સાએલરી રે,
કંઇ પાંમરી પહેરી વર સંચરીઆ પતોરરી રે.
વરનાં ફુઇ પાઘડી દેવો સાએલરી રે,
કાંઇ પાઘડી પહેરી રે વર સંચરીયા પતોરરી રે.
વરના મામા કનડોરા દેવો સાએલરી રે,
કંઈ કનડોરા પહેરી વર સંચરીઆ પતોરરી રે.
વરના વીરા વેઢીઆં દેવો સાએલરી રે,
કંઇ વેઢીઆ પહેરી વર સંચરીઆ પતોરરી રે.
વરના માસા માંડરીઆ દેવો સાએલરી રે,
કંઇ માંડરીઆ પહેરી વર સંચરીઆ પતોરરી રે.
વરના સસરા ઘોડુલા દેવો સાએલરી રે,
કંઈ ઘોડલે બેસી વર સંચરીઆ પતોરરી રે.
વરના મામાજી મોસાળાં દેવો સાએલરી રે,
કંઇ મોસાળાં લઇ વર સંચરીઆ પતોરરી રે.
વરનાં સાસુ સવાઘા દેવો સાએલરી રે,
કંઇ સવાઘા પહેરી વર સંચરીઆ પતોરરી રે.
વરનાં સાળી ફુલ ગજરા દેવો સાએલરી રે,
કંઇ ફુલ ગજરા પહેરી વર સંચરીઆ પતોરરી રે.

---
૧. આંબાનું વૃક્ષ. ૨. દ્યો.

ફીરોજશાએ સાળાને પુછીઆં સાએલરી રે,
*સાળા હરણુ શો કરે રે પોકાર પતોરરી રે.

આજે મારી બ્હેનું પરણે છ સાએલરી રે,
તેની ભલી ભલી હોય રે જમણવાર પતોરરી રે.

*ફીરોજશાએ પારે ઘોડા ખેલવ્યો સાએલરી રે,
જઇ ઉભા ગરવી ગુજરાત પતોરરી રે.

જરબાઇ તો રડે ને [1]રીચાય સાએલરી રે,
હું તો જાવું રે ફીરોજશાહની સાથ પતોરરી રે.

[2]જરબાઇને બાવા વિનવે સાએલરી રે,
તને શેર સોનાંનો શણગાર પતોરરી રે.

તારો મણ મોતીનો હાર સાએલરી રે,
તારા મોટેરા આવાસ પતોરરી રે.

મોટેરા આવાસ મારી ઝુંપડીએ સાએલરી રે,
શેર સોનું રે મારી સુખડી પતોરરી રે.

તારા મણ મોતી કરૂં રે ખેરાત સાએલરી રે,
હું તો જાઉ મારા પતિની સાથ પતોરરી રે.

ગાયને ચરાવતા ભાઇ ગોવાળા સાએલરી રે,
કંઇ કયાંયે મારા પતિને દીઠો પતોરરી રે.

---

* પોતાનાં લગ્નને નિમિત્તે ઘણાં હરણુને હણવામાં આવશે, એ ન સહેવાયાથી વર ચાલ્યો જતો હોય એવો જીવદયાનો ધ્વનિ આંહી લાગે છે. બરાબર આવી જ રીતની નેમનાથ–રાજુલની કથા જૈનોમાં પ્રચલિત છે.

૧. ઝૂરે

૨ પુત્રીને વર પાછળ જતી અટકાવવા માટે પિતા ઘણી લાલચો આપે છે, પરંતુ પુત્રી નથી લલચાતી.

હું શું ને જાણું રે બાઈ બ્હેનડી સાએલરી રે,
તારો પતિ તે કેવો રે હોય પતોરરી રે.

કાળો ઘોડો રે કજકાબરો સાએલરી રે,
તેની સોનેરી હોય રે સલામ પતોરરી રે.

તેની રૂપેરી હોય રે લગામ સાએલરી રે,
તે પર મારો પતિ પાતળીઓ અસવાર પતોરરી રે.

*ચીર ફાડી રે કીધાં હોડીઆં સાએલરી રે,
કંઠ કાંચળીના કીધાં રે હલેસાં પતોરરી રે.
જઈ ઉભા ફીરોજશાહની પાસ પતોરરી રે.

* વનમાં ચાલતાં વસ્ત્રો ચીરાયાં હશે તેનો આંહી કાવ્યમય રીતે ઉલ્લેખ છે.

## ૨

[ વર તોરણે આવે છે ત્યારે કન્યાની માતા ઉંબરની અંદર ઉભાં રહી જમાઇના માથા પરથી શ્રીફળ, સોપારી, ખારેક વગેરે વસ્તુઓ ઓવારે છે. તે વખતનું ગીત. ]

§

વરને સાસુ તે [૧]અર્ઘવા નીસર્યાં,
મસ્તકે તે બાંધ્યા મોડ રે.

વર આવ્યો તે [૨]જરબાઈ તારો,
આંગે ઉતારા ને ઠાર રે.

૧ અર્ઘ્ય દેવા ૨. પરણતી કન્યાનું નામ.

ઉતારા આપો બાગના
મન હસે તે વરના બાપનાં.
ઉતારા આપો વાડીના
મન હસે તે વરનાં માડીનાં.
ઉતારા આપો મ્હેલના
મન હસે તે વરની બ્હેનનાં.
ઉતારા આપો આંબાના
મન હસે તે વરના મામાનાં.
આપો આપો તે નગર ગામ રે
આપો તે બ્હોળાં રાન રે.
આપો તે આંબા [૧]આમળી
આપો આપો ચોર્યાશી [૨]ચોતરાં.
નહિ લેવું તે નગર ગામ રે !
નહિ લેવું તે બ્હોળાં રાન રે !
નહિ લેવું તે આંબા આમળી !
નહિ લેવું ચોર્યાશી ચોતરાં !
બેટી લેવું રૂસ્તમજીઆ બાપની
મારાં જીવીયાં પરમાણુ રે.
બ્હેની લેવું જહાંગીરજીઆ બાપની
મારાં પરણીયાં પરમાણુ રે.
એ ઘેર તે [૩]ચોરી સરાવીએ
એ ઘેર તે [૪]એરવદ બોલાવીએ.

---

૧. આબલી. ૨. ચોટાં. ૩ અસલ સંસ્કૃત શબ્દ 'ચત્વર' પરથી ચાર સ્થંભવાળું લગ્નનું સ્થળ.
૪. પારસીઓના પુરોહિત.

[1]હાથોમેં હાથ મિલાવીએ
[2]ચાવલની ઉરે છાંટ રે.
મારી પાવોલે ચોરી નવરંગી
ત્યાં તો રમે છે ઢેલ્ય ને મોર રે.
ઢોલી વગાડે છે ઢોલ રે
સરનાઇના શબ્દ સોહામણા.
[3]ગાયનનાં ગળાં મોકળાં
ગાયે લગનનાં ગીત રે.

૮૧

જી રે ! કુમારી કન્યાએ લખી મોકલ્યાં,
લખેશરી વર વ્હેલો ચાલ ! છતરવીને લાડ કરે.
જી રે ! હું કેમ આવું રે લાડી એકલો,
મને બાવા વીનવતાં લાગે વારો રે, છતરવીને લાડ કરે.
તારા બાપુને બંધાવીશ પાઘડી,
તારી માડીને પોપટીઆરો ચીર રે, છતરવીને લાડ કરે.

---

૧. હસ્ત–મિલાપ ( હાથેવાળા )ની ક્રિયા.

૨. ગુજરાતી હિન્દુઓમાં ઈંડીઆં પીંડીઆં ઉરાડે છે તે રીતે : રાંધેલા ચોખા ઉરાડવાની ક્રિયા અન્ય દેશોમાં પણ કરવામાં આવે છે. એ સંબંધે "Marriage-customs in Many Lands" નામના પુસ્તકમાં લખે છે કે—"The throwing of rice, wheat and other seeds was clearly symbolic of fertility and expressive of the hope that the bride in time be a happy mother of children. Abundance may be a secondary meaning."

૩. ગાયણુ : ગાવાવાળી : પારસી કોમમાં ખાસ ગાનારી સ્ત્રીઓનો વર્ગ હોય છે. રજપૂતો વગેરેમાં 'લંઘા'ની જાત ખાસ ગાનાર હોય છે.

જી રે ! લાખેણી લાડીએ લખ્યાં મોકલ્યાં,
વહેવારીઆ વર, વ્હેલો ચાલ ! છતરવીને લાડ કરે.

જી રે ! હું કેમ આવું રે લાડી એકલો,
મને કાકા વીનવતાં લાગે વારો રે, છતરવીને લાડ કરે.

તારા કાકાને પહેરાવીશ પામરી,
તારી કાકીને પટોળાંની જોડ રે, છતરવીને લાડ કરે.

## ૮૨

[ લગ્ન સમાપ્ત થયા પછી ગવાય છે. એમાં દીકરીઓ પ્રત્યે સાસરવાસમાં થતા વર્તાવનો ધ્વનિ છે.]

§

*સાસુજી ! એમ ના જાણતાં કે વહુ મોટી રે,
અમે એને દહીંએ ને દૂધે પોષી રે.

સાસુજી ! હૈયાં તે કરજો ભોળાં રે,
જરબાઇને ના પિરસતાં થોડા રે !

[1]સાસુજી ચમટો તમે નખે તોડતાં રે,
ચમટો તો ચમચમશે ને રોશે રે,
જરબાઈ તો [2]બાવાજીની વાટ જોશે રે !

---

૧ સાસુઓ વહુને ચોંટીઆ ભરતી હશે ! ૨ બાપની.

*સરખાવો પંજાબી લગ્નગીત :

સુનેયો, સુનેયો, નમેઓ કુડમો, અર્જ અસ્સી દી સુનિયો જે !
જે અસ્સીં દિત્તે ફટે-પુરાને, રેશમ કરકે જાણેઓ જે !

જે સાડી બીબી મંદા બોલે, અંદર બાડ સમઝાયો બે!
જે અસીં દિત્તી ગોલી બાંદી, રાની કરકે જાણેઓ બે!
જે સાડી બીબી ઘેઉ રૂહાવે, પાની કરકે જાણેઓ બે!
જે સાડી બીબી મોટા કત્તે, રેશમ કરકે જાણેઓ બે!
સુન ઓઓ લાડેઆ, બે મુહારેઆ, માઁ દી ગાલી ન દેઆ બે!

[ 'પંજાબી ગીત' : ૧૪૪ ]

અર્થ—હે અમારા નવા સંબંધીઓ, મારી દીનની વિનતિ સાંભળો! જો મેં દાયજામાં ફાટલ ને જૂનાં કપડાં દીધાં હોય તો પણ તમે એને રેશમી સમજીને સ્વીકારી લેજો! જો મારી દીકરી કાંઇ સારૂં માઠું બોલે તો પણ એને એકાન્તમાં લઇ જઇને સમજાવજો. અમે તો તમને ગોલી દાસી કરીને દીધી છે, તો પણ તમે એનો રાણી ગણીને સત્કાર કરજો. જો મારી દીકરી ઘી ઢોળે તો એને પાણી ગણી માનજો. મારી દીકરી જાડું સૂતર કાંતે તો પણ તમે એને રેશમના ઝીણા તાર કરી માનજો. હે ઉછૃંખલ જમાઈ! વહુને કદિ મા સામી ગાળ ન દઇશ.



# ખાંયણાં

[ખાંયણાં એટલે મૂળ તો ધાન ખાંડતાં ખાંડતાં ખારણીયા પર બેસીને ગાવાનાં ત્રણ ત્રણ નાનકડી પંક્તિઓનાં જોડકણાં. સાંબેલાને ધબકારે ધબકારે 'ખાંયણાં' તાલ પૂરાવે. પરંતુ પછી તો કોણ જાણે ક્યારે એ ધાન ખાંડવાની ક્રિયા સાથેનો એનો સંબંધ છૂટી ગયો અને એ લગ્ન-ગીતો બની રહ્યાં. અમદાવાદ અથવા સુરતમાં લગ્નને અવસરે કાયસ્થ કોમની બ્હેનો સામ સામા પક્ષમાં વ્હેંચાઇ જઇને આ 'ખાંયણાં' સામસામાં ગાતી બલ્કે શિઘ્ર રચના રચતી હોવાનું કહેવામાં આવે છે. તે ઉપરાંત આઠે દિવસે દરરોજ સાંજરે પણ એ બ્રહ્મક્ષત્રિય કોમની નાની કન્યાઓ હીંચોળે હીંચતી ખાંયણાં ગાય છે: સૌરાષ્ટ્રના મેળાઓમાં ગોવાળીઆ કે અન્ય દુહાગીરો કાનમાં આંગળી નાખી, હાથમાં ફુમકીઆળી છડી હલાવી, ડાંગ પર ટેકવેલા દેહને ઝુલાવતા ઝુલાવતા જેમ બબ્બે પંક્તિના દોહા સોરઠા ગાય છે તે રીતે. સરજાયાં તો છે લગ્ન-અવસરને આધારે, પણ લગ્નના ઉલ્લાસ એમાં આછા આછા-નહિ જેવા જ ગવાયા છે. મુખ્યત્વે ગવાયા છે સંતાપના સ્વરો. ખાંયણાંનો ઢાળ જ કરૂણતાથી ભરેલો છે. પ્રફુલ્લતા કે વિનોદની ઉર્મિઓનું વહન કરવા જેવું એનું બંધારણ જ નથી. એના પ્રધાન સૂરો ઉંડા વિલાપના છે. એમાં દીકરી પોતાનાં દુઃખો રડે છે: કન્યાવિક્રયનાં, કજોડાનાં, સાસરવાસમાં થતી કનડગતોનાં, પીયર સાથેના વિજોગનાં, શોક્યનાં વગેરે દુઃખો: પરંતુ એ દુઃખોને વ્યક્ત કરતી વાણી તો છે સ્વજન-સ્નેહથી ભીની ભીની. વિવાહિત જીવનનાં દુઃખો પરના એ આક્રંદને 'ખાયણાં' કોઇ વિલક્ષણ રીતે કરૂણાર્દ્ર મીઠાશથી પલાળી મૂકે છે. અકકેક ખાયણું એટલે અકકેક કલ્પના, અકકેક અણિશુદ્ધ ચિત્ર, અકકેક કાવ્ય, અકકેક આંસુ: બંધારણે કરી સરલ સીધાં, ધ્વનિકાવ્યની રચનાને અનુકૂલ, ઢાળ પરત્વે કોમલ, સ્મરણ શક્તિને હળવાં ફુલ સમાં, એવાં વિશિષ્ટ લક્ષણે કરી વિભૂષિત છે.

આ 'ખાંયણાં'નો એક નાનો શો છતાં સર્વદેશીય, વૈવિધ્યશોભન સંગ્રહ સુરતવાળા ભાઇશ્રી ઇશ્વરલાલ વીમાવાળાએ તાજેતર પ્રગટ કર્યો છે. તેમાંથી તેમના સૌજન્ય થકી અત્રે થોડા નમૂના ઉતારેલા છે.)

કાળી તે કોયલ આંબલિયામાં રમતી,
બાપાજી સેળી જમતી
કે બ્હેની નાનડી.

આકાશે અર્પ્યાં ને ધરતી માએ ઝીલ્યાં,
માએ ને બાપે ઉછેર્યાં
કે પરને સોંપવા !

મારી તે માએ જત્ન કરીને જાળવી,
રત્ન કરીને રાખી
કે પરને સોંપવા !

મારા તે બાપે તાપી કિનારા જોયા,
જોયામાં ન જોયાં
જમાઈનાં ઝૂપડાં.

*મારા તે બાપે વહાણે ચડી વર જોયા
મૂરખ વરને મોહ્યા
મૂળાપણી વેચતા.

---

*'ખાયણું'ની માફક જ પંજાબી લોકસાહિત્યમાં 'ઝૂલે કે ગીત'–ઝૂલા (હીંડોળા)નાં ગીતોનો વિભાગ છે. ખાસ કરીને વર્ષા ઋતુમાં હીંચકે હીંચતી હીંચતી પંજાબી લલનાઓ–નાની મોટી સર્વે–આવાં કરૂણારસે ભરપૂર ગીતો ગાય છે. એમાં પણ પ્રધાન સૂર સાસરવાસી જીવનના સંતાપના તેમજ સ્વજન–વિયોગના જ હોય છે. દૃષ્ટાંત તરીકે પોતાને શહેરને બદલે ગામડામાં પરણાવી તેનું કલ્પાંત પણ પંજાબી કન્યાએ ઝૂલે કે "ગીત"માં હીંચકે હીંચતા ગાયું :

હોર ધીઆઁ દિતિયાઁ શહરીં નગરીં
મૈં ક્યૂઁ દિતડી ચન્દરે પહાડ ?

મારા તે બાપે પરદેશ દીકરી દીધા
ફરી ખબર ન લીધી
મૂઈ કે જીવતી.

૧મારા તે બાપે ત્રાજૂડીમાં તોળી
ભર્યા કુટુંબમાં બોળી
કે દાદા ! દીકરી.

બાપાજી બાપા, મેં શાં કરિયાં પાપ !
ભર્યે ને ભાદરવે
વળાવી સાસરે.

બાપાજી ! આંબો થડ જોઈને રોપાવજો
ઘર જોઈને પરણાવજો
કે દાદા ! દીકરી.

મારા તે બાપને એક જ દીકરી હોજો !
સારા વરને જોજો !
કે ચિંતા ઉગરે.

---

૧. કન્યાવિક્રય કર્યો. મને વેચી.

હથ મેરે રઝબડી, મોંઢે તંગડી
ઘા ખુતેન્દડી ટિલ્લે દે હેઠ.
હત્થીં છાલે પૈ ગએ, પૈરીં કંડે ચુભ ગએ
હુન ચેતે આમદા બાબલ તોરા દેશ.

[ પંજાબી ગીત : ૧૭૮ ]

અર્થ:—અન્ય દીકરીઓને દીધી શહેર નગરમાં, અને મને કાં દીધી પહાડી દેશમાં ? મારા હાથમાં દાતરડું અને ખભા પર શાંદલું છે. હું ઘાસ ખોદી રહી છું. મારા હાથમાં છાલાં પડી ગયાં છે, પગમાં કાંટા વાગ્યા છે. હે બાપુ ! હવે મને તમારો દેશ યાદ આવે છે.

સાસરે જાતાં સામે મળ્યાં બે તાડ
માત પિતાનાં લાડ
મને કેમ વિસરે!

એ પેલી, એ પેલી કયા ગામની ટેકરી
પાણી ભરે કૂવે એકલી
કે કઈ બ્હેન સાસરે!

---

પુત્રીને દૂર સાસરે પરણાવ્યાનો પોકાર ઘણાં પ્રાંતના ગીતોમાં આવે છે. દૃષ્ટાંત:

૧. સૌરાષ્ટ્રી ગીતોમાં:

વળો વળો રે મારા સમરથ દાદા!
તમે દીધાં અમને વેગળાં.
[ ચુંદડી : ૧ : ૭૬ ]

દાદાને વાલા દીકરા, અમને દીધાં પરદેશ જો!
[ ચુંદડી : ૧ : ૭૪ ]

૨. પંજાબી ગીતમાં

સરવર કૂંજે દિએ, જાબીએ તેરા વાસ ક્યું દૂરે?
મેરા વાસ પૂછેંદદેઆ ભાઇયા! બાબે દિતડી દૂરે.
બુરિયેઁ દિંદા સૅંધૂરિયાં દિંદા. ધોતી ન દિન્દડા દૂરે?
[ પંજાબી ગીત : ૧૫૦ ]

અર્થઃ—સરોવર પર જતી હે કુંજડી! બ્હેન! તારો વાસ કેમ દૂર છે? મારો વાસ પૂછનાર હે ભાઇ! મને મારા બાપે દૂર દીધી. ભેંસો દીધી હોત! ગાયો દીધી હોત! પણ એક પુત્રીને દૂર ન દીધી હોત!

અથવા બીજું પંજાબી ગીત:

બાબે દી મૈં લાડલી,
મૈંનૂ દાદી દિતડા દૂર વે,
લખદાતી દિતડા દૂર!

અર્થઃ—હું મારા પિતાની લાડીલી હતી, પણ પિતાએ મને દૂર દીધી. રે! લાખોનું દાન કરનાર પિતાએ મને દૂર દીધી.

*સાંજ પડે આથમે રવિનું તેજ
માડી કેરૂં હેત
કે મૂજને સાંભરે.

ઘડો ફુટે ને રઝળે જેવી ઠીકરી,
મા વિણુ રઝળે દીકરી
કે આ સંસારમાં.

માડી રે માડી! મોકલની તું આણું
હોળી દીવાળીનાં ટાણું
કે મારે વહી ગયાં.

---

*માતાને તો પન્જાબી દીકરી પણ એજ ભાવે સંભારી રહી છે: પુત્રી સાસરવાસમાં છે: સાસરાનું ગામ ઘણું દૂર—નદીને સામે કિનારે છે: ઘણા દિવસથી માવતરને મળાયું નથી. પુત્રી પુકારી રહી છે:

મૈંહદી નૂઁ પાદે માઍઁ સુક્કણી,
મૈઁહદી દા રંગ ની ઉદાસ, સાવન ગાઈએ,
* * *
સુન બે બાબલ મેરેઆ, દરમૈઁા દેઆ લોભિયા,
ધીઍઁા કયોં દિતિયૈઁા નદિયોં પાર, સાવન ગાઈએ,
ઉરલે કુઁઢે મૈં ખડી, પરલે મેરી મૈઁા,
ડિગ ડિગ પૈંદા અખિયાં દા નીર, સાવન ગાઇએ,
[ પંજાબી ગીત : ૧૭૧ ]

* * *

અર્થ:—હે મા! મેંદીને સૂકાવા માટે નાખી દેજે. એનો રંગ ફીક્કો પડી ગયો છે. હે મારા ધનના લોભી બાપ! દીકરીને કાં નદી પાર દીધી? નદીના આ કાંઠે હું ઉભી છું ને પેલે પાર મારી મા ઉભી છે. નેત્રોમાંથી નીર દડ દડ પડે છે.

માડી રે માડી ! ન જોઇએ મને સાડી,
જનમની ઓશિયાળી
કે હું તારા દૂધની.

શેર હળું ને શેરીએ જઇ આવું,
માડીને કહેવરાવું
કે આણું મોકલે.

આજે સખી મારી આંખડલી નથી ઠરતી,
માની જણી નથી મળતી
કે બેસું ગોઠડી.

આજ સખી ! મારી આંખડલીનો હીરો
આવે માડી જાયો વીરો
તો માંડું ગોઠડી.

દીકરી મરજો ને બાપાજી ! વધાઈ લેજો !
વીરાજીને કહેજો
કે પનોતી ઉતરી.

....બ્હેન પરણે ને મોર ચિતરના માંડવા,
અખંડ ઉજાગરા
કે એના ભાઇના.

વાડા પછવાડી શિવજીનું દેહરૂં,
પૂજા કરવાને તેડું
કે મારા ભાઇને.

આજ મેં રાંધ્યાં ખીર ચૂર રે થોડાં,
વીરાજીનાં ઘોડાં
પરસાળે હણહણે.

આઘેથી દેખું દૂર દૂરને ડગલે,
પરમેશ્વરને પગલે
કે વીરાને ઓળખ્યા.

આવતા દેખું લીલી ને લાકડીયે,
કસુંબી પાઘડીયે
વીરાજીને ઓળખ્યા.

મારા તે ભાઈનો રેવંતો છે ઘોડો,
જડિત્ર અંબોડો
કે મારી બ્હેનનો.

દેવને વહાલાં ઘીનાં દીવાનાં કોડીયાં,
મૂજને વહાલાં ઘોડીયાં
કે બચુ ભાઈનાં.

લીલૂડો પોપટ કચેરીમાં ઉડતો,
બાપાજી જોડે જમતો
બચુભાઈ સાંજરે.

મારા તે ભાઈ સુરત શેરના મહેતા,
સિંધૂર ભરિયા સેંથા
કે મારી ભાભીના.

વીરાની ઘોડી ખાય મોતીના દાણા,
નીત્યે કરતી આણાં
કે ચંદન બ્હેનનાં.

હોળી દીવાળીને દહાડા રહ્યા છે થોડા,
વીરાએ જોડયા ઘોડા
કે બ્હેનીને તેડવા.

ખાંડણીયા ખાંડતાં ખખડે હાથની ચૂડી
મહીયરીએથી મૂડી
વીરાજી મોકલે.

ભાઇ જમે ને ભાભી તો ડોકાવે
રખેને નણદી આવે
કે મારે બારણે.

નહિ આવું નહિ આવું ભાભી તારે બારણે,
કોણ ઝૂલાવશે પારણે
કે કીકા ભાઇને !

ભાઇ છે ભોળા ને ભાભી આવી છે ધૂતારી
હૈયેથી ઉતારી
વીરાએ બેનડી.

ઓ પેલો ઓ પેલો હોડીવાળો આવ્યો
ભાભીજીને લઇ ચાલ્યો
કે ભાઇ એકલા !

